कवि भवानीकृत.



# સંપવિજય.

## (अस्तोदय.)







૧૯૪૨ ના આશ્વિન.



# SAMPA VIJAYA.

## (RISE & FALL)

*By.*

**Bhavanishanker Narshiram,**

Editor of "The Guzerat Masik Patra,"

And Author of "Kamalá Kumari."

"Kumári Kanyá," "Sorathi Somnatha,"

And "Soodámá Charita."

---

*Second Edition— 1000 Copies.*

---

**1886.**

# संपविजय.

( અસ્તોદય )

લખનાર,

**भवानीशंकर नरसिंहराम.**

" ગુજરાત માસિકપત્ર "નો અધીપતિ,

અને

"કમળાકુમારી,' 'કુંવારીકન્યા,' સોરઠીસોમનાથ"

તથા,

" સુદામા ચરિત્ર " નો કર્ત્તા.

---

संपस्वर्गतरू तूल्ये,

वांन्छित फळदे ऋतुविना मिष्ट,

कुसंप फळ कडवांदे,

कौवचबिज सम कहु अने कनीष्ठ,

---

બીજી આવૃત્તિ—૧૦૦૦ નકલ.

૧૯૪૨



( १ )

गणुं हिन्द गरिबडी गाय !<br>
दोरे धणीं सम दोराय;<br>
थरथरती सामीं न थाय,<br>
वळहिण खिले बंधाय.<br>
पण कदि भवानी न मारे धणीने खीजीने पाडु,<br>
खूद धणितणो जुलम सांखीने करे न मन खाटुं.

( २ )

जोतां बळ नाहिं जणाय,<br>
भय भाळीं छुपी भराय;<br>
खुदरति गुणथी खड खाय,<br>
पय मित्ते परने पाय.

ભાળો એવા આ ગરિબ ગાયના હાલ બહુ ભુંડા,
કદી છુટી થઈ ચરવા ચાહેતો ખાય ખૂબ કુંદા.!

( ૨ )

એ ગાયતણા શુભ ગુણ,
લજવાવે નહિ કદિ લૂણ;
પય પાઇ કરતી પૂણ્ય,
મસ માર ખાય પણ મૂન્ય.
મિત્તે ગુણ ઉંચા જોઈ ભવાની ગરિબ ગાય પાળે,
બળવાન્ ધણિ રાંકડી ગાયનું બળે ન મન બાળે.

---

સંવત્ ૧૯૪૨ આશ્વિન શુક્લપક્ષની ત્રીજ.



रावसाहेब हरिलाल अंबाशंकर.

कार्यभारी—पिचुमंदपूरी.

आपना केटलाएक उत्कृष्ट गुणपर लोभ

पामीने, अने मारा प्रत्येनी अथा-

ग ममतानी निशानी तरीके

आ पोथी अर्प-

ण करीने

आनंद

पामे

छे.

भवानीशंकर.



# પ્રસ્તાવના.

શ્રી કચ્છ દેશાધીપતિ મીરઝાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઇબહાદુરના લગ્નમહોત્સવપર દિવાનબહાદુર મણીભાઇ જશભાઈએ મને આમંત્રણ કરીને શ્રી ભુજનગર તેડાવ્યો હતો. લગ્નોત્સવની ધામધુમ શાંત થયા પછી મહારાજાધીરાજ શ્રી સવાઇબહાદુરની અને દીવાનબહાદુરની સ્વારી ગ્રીષ્મઋતુના દિવસ ગાળવાને માટે શ્રીમાંડવીબંદર પધારી હતી. તે સાથે હું પણ દિવાનબહાદુરના પ્રતાપથી એ ધનાઢ્યનગરીની મજા ભોગવવાને ભાગ્યવાન થયો હતો.

કચ્છના રાજ્ય નગરમાં લગ્નમહોત્સવની ધામધુમ ભરેલી ધાંધલને લીધે દિવાનબહાદુરને મારી કવિતાઓ સંભળાવવાની જોઈએ એવી શાંત તક મળી નહતી; પણ શ્રીમાંડવીબંદરના પાતશાહીવાડામાં કવિતાઓ સંભળાવવનો એક અઠવાડીયાં કરતાં પણ વધારે યોગ્ય વખત મળવાથી દિવાનબહાદુર મણીભાઇ જશભાઈને તથા કચ્છ દેશાધીપતિના ખાનગી સેક્રેટરી મિ૦ છોટાલાલ સેવકરામજીને ચારપાંચ દહાડાસુધી સુખમય શિતળરાત્રીના સમયમાં આ પોથીમાંની કવિતાઓ અથથી ઈતિસુધી સંભળાવી હતી,

તેથી તેઓ બહુ પ્રસન્ન થયા હતા. આ વિષય અને ક-
વિતાઓજ એવા પ્રકારની છે કે સ્વદેશાભિમાની દેશિ
પુરૂષોને પ્રસન્ન કરે.

શ્રી કચ્છથી ઘર તરફ ફરતાં રાજકોટના ઠાકોરસાહેબ-
ને મળવાને માટે હું રાજકોટમાં રોકાયો હતો.રાજ્યમહાલયમાં
મુલાકાત વેળાએ આ વિષયમાંની થોડીક કવિતાઓ ઠાકોર
સાહેબને સંભળાવી હતી. મતલબ આ કવિતાઓ અનેક
પ્રસંગે મારા ઘણા ઘણા મહેરબાન મુરબ્બીઓએ સાંભળીને
પોતાની પ્રસન્નતા પ્રકટ કરીછે. તે સાથે પ્રજા પ્રસન્નતા પ-
ણ બહુ વધી ગયેલી મારા જોવામાં આવી. પ્રથમાવૃતિ પ્રકટ
કરી કે ત્વરીત—ટુંકી મુદતમાં તેની એકે એક નકલો ખપી
ગઇ, અને માગણીતો જેમની તેમ પ્રવાહની માફક ચા-
લુજ રહી તેથી આ બીજી આવૃતિ છપાવવાની જોગવાઇ
લેવી પડીછે. મારા લખેલાં પુસ્તકો દેવનાગરી લિપિમાં પ્ર-
કટ કરવાનો મારો વિચાર કેટલીક મુદત થયાં થયો હતો.
સબબ આખા હિંદમાં એક ભાષા થતાં બહુ વિલંબ થાય
પણ જો એક લિપિ હોયતો સઘળાં લોકો વાંચી શકે; ખરા
અને વાંચવાની સગવડતા થાયતો થોડું ઘણું સમજી પણ
શકાય ખરૂં. આ ઉપરથી મારી પિછાનના કેટલાક જાણીતા ગુ-
જરાતી લેખકોના અભિપ્રાય આ અગત્યના સંબંધમાં મગાવ્યા.
તેમાંના કેટલાક મારા મતને પુષ્ટિ આપે એવા આવ્યા, અને

કેટલાક વિરૂદ્ધ આવ્યા. સઘળા મત કરતાં ગાયકવાડી કેળવણી ખાતાના ડીરેક્ટરઓફવર્નાક્યુલરઈન્સ્ટ્રકશન રા૦ સા૦ હરગોવિંદદાસ દ્વારિકાંદાસ કાંટાવાળાનો નિચે પ્રકટ કરેલો મત મારા ધ્યાનમાં ઉતર્યો.

વડોદરા તા૦ ૧૫ મી માર્ચ ૧૮૮૬.

**રા૦ રા૦ કવિ ભવાનીશંકર.**

આપનો તા૦ ૯ મીનો પત્ર હમણાંજ પહોંચ્યો. "સંપવિજય"ની ચોપડી કયી લિપિમાં છપાવવી તે વિષે મારો અભિપ્રાય માગોછો.

આખા દેશને માટે એક ભાષા ને એક લિપિ થાયતો ઘણુંજ સારૂં, પરંતુ ભાષા જૂદી રહે ને માત્ર લિપિ એક થાય તેથી વિશેષ ફાયદો નથી.

ગુજરાતી ભાષામાં લખેલું પુસ્તક બાળબોધ લિપિમાં છપાવ્યું તેથી તેને ગુજરાતી ન જાણનારા સમજી શકશે નહિ અને તે વાંચવાની તે લોકો ભાગ્યેજ પ્રીત્તિ કરશે. એટલે જે ફાયદો ધારવામાં આવેછે તે એથી સરવાનો નથી. ઉલટું વખતે બાળબોધ અક્ષર બરાબર નહીં જાણનારા ગુજરાતી લોકો તે વાંચશે નહીં એટલો ગેર લાભ થશે. મતલબ કે લાભ કરતાં ગેરલાભ વધારેછે.

જો તમે ભાષા હિંદુસ્તાની—વ્રજ વાપરો ને તે દેવનાગરી લિપિમાં છપાવો તો તે સર્વ પ્રાંતોમાં વાંચી સમજી

શકાય. ભાષાની મુશ્કેલી લિપિ વડે દુર થતી નથી. કદિ ગણિત આદિ પુસ્તક હોયતો પર ભાષાના લોકો સમજી શકે, કેમકે તેમાં ભાષાનો ઉપયોગ થોડો હોય ને તેમાં પણ વિશેષ ભાગ પારિભાષિકશબ્દોનો હોય અને તે શબ્દો બહુધા સંસ્કૃત—ફારસી કે અંગ્રેજી હોય. વળી વિદ્યા બાનીબત આસપાસના સંબંધે કે આંકડાના યોગ્યે પણ સમજાઇ જાયછે."સંપવિજય"જેવા વિષયને માટે એવી સરળતા નથી.

**હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.**

આ મત મને વધારે મજબૂત દિસવાથી આ પોથી મેં ગુજરાતી લિપિમાં છપાવી. સબબ મારૂં ગદ્ય—પદ્ય લખાણ પારસી લોકો ઘણી હોંશથી વાંચેછે, અને તે લોકો દેવનાગરી લિપિ તો વાંચી શકતાજ નથી;તેથી જો એ લિપિમાં મારા ગ્રંથો છપાય તો તેમને મનથી તો કશા કામનાં ન રહે. ઈશ્વર કૃપાથી હિંદમાં એક ભાષા અને એક લિપિ થાય એવો માંગલ્યકારી દિવસ વ્હેલોવ્હેલો આવે.

શ્રી કચ્છ દેશાધીપતિના ખાનગી સેક્રેટરી મિ. છોટાલાલ સેવકરામજીએ આ પોથી છપાવવાના ઉત્સાહમાં વધારો કર્યોછે તેથી તેમનો આભાર માનુંછઉં.

પ્રિસુગંદપુરી. ૧૯૪૨
આશ્વિન, શુક્લપક્ષની ૧

**ભવાનીશંકર.**

विजय विजय श्री रंग.

# धोंसो.

अजब रंग पथरायो आजे,
विविध वाजां वळी मस वाजे;
शुरा शोभेछे रण साजे.
छत्र धारी पण बहु छाजे;
रणे विररस वधतो राजे,
लडे कायर पण कुळ लाजे;
परस्पर करवाने माजे,
कुदि पडता मरवा काजे.
इळळ रणयश उज्वळ झाझे,
दिपावे भवानी रण-दाझेजी,
जन घुमो घुमो.

---

श्री विजयादशमी.



# संपविजय.



## ( दोहरा. )

આગળ "આર્યસ્થાન"માં, હતું સંપથી સુખ;
દેશ વિષે દશ દીસમાં, દેખાતું નહિ દુઃખ. ૧
સૂર્ય ચંદ્રવંશી સરસ, રાજ્યો હતાં રસાળ;
હિકમત સંપત્તિ હુન્નરને, વિદ્યાવડે વિશાળ. ૨
રાજ્ય કાજ વ્યહવારમાં, સંપ હતો સરદાર;
સંપથકી બહુ સુખિઆં, નકી હતાં નરનાર. ૩
સંપતણી સાંકળવડે, જોડાયાથી જોર;—
હજારગણું હતું રાજને, અતળી બળ અંકોર. ૪
એ વખતે આ દેશમાં, જરનો હતો જમાવ;
દરિયામાં બહુ દોડતાં, નુતન હુન્નરના નાવ. ૫
રજપૂતાની રાજ્યની, રાજ્યધાની રમણીક;
આબાદીથી ઓપતી, ઠરેલ નૃપથી ઠીક. ૬
"સૂર્યપૂર" અતિ શોભતું, "તુરંગ" નદિની તીર;
હળવાં હવા અને હતાં, નિર્મળ ઊંડાં નીર. ૭
બજાર ચૌટા બાગ ને, હતા ફુવારા હોજ;



રાગ રંગને રમતમાં, માણસ કરતાં મોજ. ૮
મંદિર મોટાં માળિયાં, હવેલિઓની હાર;
ચાંદી સરખાં ચળકતાં, દુકાન ઘર ને દ્વાર. ૯
હિંદવાણિઓ હોંશથી, ગાઢ પૂરતી ચોક;
ઘોડા ગાડીમાં ઘણાં, અમર ફરતાં લોક. ૧૦
"**સબળસંગ**" રાજા હતો, "સૂર્ય"વંશિ શિરતાજ;
ચલાવતો ચતુરાઇથી, રામ સરીખું રાજ. ૧૧
આઠ વિદ્યામાં ચતુર તે, વિનયી વિદ્યાવંત;
હિંદતણો હીનાશની, ગંગરહીત ગુણવંત. ૧૨
સ્વદેશ ભક્તી રાખતા, [illegible]પાનો હરિઆવ;
પંડિત પારખનારને, આશપાળુપર બહુ ભાવ. ૧૩
આર રાજ્યને અવનિમાં, નમણું "સૂર્યપુર" નાક;
સબળસંગની શાનુમાં, વરથી પડતી ધાક. ૧૪
"સંપત્તરુચિ" નામે સબળ, પ્રવીણ હતો પ્રધાન;
કરતો હતો કંઈ અતી, સૌજનનું સન્માન. ૧૫
ઘરઘર સંપતણું ઘણું, માણસમાં હતું માન;
આગતા કરતાં ચાહતાં, વિધવિધ કરી વખાણ. ૧૬
સઘળે શાંતી સંપથી, સોગણિ હતી સદાય;
એક બીજાને આપતા, સંપથકી સહુ સહાય. ૧૭
પ્રજા મળીને પ્રિતથી, સંપનિ કરતી સેવ;
સંપત્તરુચિને સેવતી, દિલમાં માની દેવ. ૧૮



**સબળસંગ** રાજા સદા, સંપઋદ્ધિની સાથ;
અદલ ન્યાય મળી આપતો, નગર વિષે નરનાથ. ૧૯
ખંડણી રૂપે ખંડિઆ, દેતા રાજા દંડ;
નૃપતિ શિશ નમાવતા, પ્રતાપ ભાળિ પ્રચંડ. ૨૦
ચાર ખંડમાં ચાલતી. અધિપતિ કેરી આણ;
**સબળસંગના** સબળથી, એકે નહીં અજાણ. ૨૧
સરસ્વતિને સંપની, સહાય હતી સહાય;
**સૂધારા** નામે સબળ, જેનો જબર જણાય. ૨૨
જેણે જબરી જીતથી, વિદાય કીધા વ્હેમ;
મહિમા તેનો મુલકમાં, કહો ન ચાલે કેમ. ૨૩
સરદિર સામત સહુ, હિંદુ હતા હજાર;
અંગ વિષે અતિ ઓપતી, સ્વદેશ ભક્તિ સાર. ૨૪
**વિદ્યાદેવીનું** વડું, મંદિર ગણુ જડીત;
હદમાં હિંદતણું હતું, અલખત વડે અજીત. ૨૫
ઉપાસના કરી ઉરમાં, હિંદુ જન હરખાય;
એ દેવિ આરાધવા, ચિતમાં સઘળા ચ્હાય. ૨૬
સેવા સરસ્વતિતણી, સેવક કરે સદાય;
પ્રતિમા કંઇને પૂજતાં, પળમાં પાવન થાય. ૨૭
ભૂપતિ રૈયત ભાવથી, દેતા અગણિત દામ;
પૂજારીને પ્રિત્તથી, ઇચ્છા વડે ઈનામ. ૨૮
નર નારી મળિ નેહથી, કરતાં હતાં કલોલ;



સંપથી હતી એ સમયમાં, સંપતી આનિ સોળ. ૨૯
એ રીતે આ દેશની, વધતી હતી વડાઈ;
સ્વપ્નામાં પણ સાંભરે, ભભકો અને ભલાઈ. ૩૦

## ( चोपाइ. )

પશ્ચિમ દેશ વિષે પ્રખ્યાત, જોરાવર એ વખતે જાત;
હતી હિંમત બળમાં હુશિઆર, કદી લડાઇ વિના ન કરાર ૧
"બહાદુરખાં" નામે બળવાન, સમર્થ બહુ હતો સુલતાન;
"વ્હેમખાન" ત્યાં હતો વજીર, વખણાતો બળમાં બહુ વીર. ૨
રાજ્ય કાજમાં વ્હેમ વધેલ, ધર્મ વિષે પણ વ્હેમ ધસેલ;
વ્હેમ વિના નહિ બીજી વાત, જ્યાં જૂઓ ત્યાં એની જાત ૩
"લોભખાન" જેની બહુ લાજ, કરતો સેનાપતિનું કાજ;
વધતું સમતા ઉપર વેર, જબરાં બળથી કરતો જેર. ૪
કારભાર ત્યાં કરે "કુસંપ", જનમાં જરા દિસે નહિ જંપ;
કજીઓ લડાઈ ને કંકાશ, નિત્ય કરીને કરતો નાશ. ૫
"અદેખાઈ" કુળ દેવિ એક, તેનો મહિમા ને બહુ ટેક;
હતા દેવિના શીષ્ય હજાર, ખરો ધરે સમતાપર ખાર. ૬
એક દિવસ "બહાદુરખાં" આપ, ચઢાવીને કર મધે ચાપ;
ભરી સભામાં બેઠો ભૂપ, રાજ્યતેજ રઢિયાળું રૂપ. ૭
પાસે સેનાપતિ પ્રધાન, બેઠા હતા બહુ બળવાન;
સભાસદોમાં શોભે સૂર, નૃપતિકેરૂં વધતું નૂર ૮



ગુનકા કરતી નૃતને ગાન, હાવભાવ ભૂલાવે ભાન;
કરતા કવિઓ કાવ્ય કલોલ, બહુધા વખાણના વદી બોલ ૯
ખંડ ખંડની વાતો થાય, એક બીજાનાં બળ અંકાય;
બેસી આસન બ્હાદુરખાન, કથા ધિરજથી સુણતો કાન.૧૦
લાગ ભાળિ પછી ઊઠયો લોભ, ક્ષિતિપતીને કરવા ક્ષોભ;
શિશ નમાવી કરી સલામ, નૃપતિનું સંભારી નામ. ૧૧
વળતી લોભે ચલવી વાત, ખચીત પૂરવ ખંડની ખ્યાત;
સુણીએ પશ્ચિમના સુલતાન, હાલ વખત છે હિંદુસ્તાન. ૧૨
દુનિઆમાં સોનાનો દેશ, વધતી વિદ્યા વળી વિશેષ;
સબળસંગ મહીપતિ મહાન્' ગાદીપર શોભે ગુણવાન્.૧૩
એના સરખો બળિઓ આજ, મોટાં બળવાળો મહારાજ;
નથી જગતમાં કોઈ નરેશ, બહુ જોરાવર એથી બેશ. ૧૪
અવનિમાં ફરતી બહુ આણ, શિશ નમાવે છે સૂલતાન;
જમે ભરાવે છે કરી જોર, અધિકો અવનીમાં અંકોર. ૧૫
ઘણા હાથિ હય જેને ઘેર, લાગતી સઘળે લીલા લ્હેર;
અજાયબીનો જ્યાં અંબાર, અલખત સાહિબી અપરમપાર ૧૬
આપ થકી છે અધિપતિ એહ, જબરો જોદ્ધપણામાં જેહ;
કરી કુધારાને ત્યાં કેદ, ખંડણિ આપણી લે કરી ખેદ. ૧૭
સંપઋષિ શાણો સરદાર, એનો સઘળે છે અધિકાર;
આબરૂ આપે લોક અપાર, જુક્તે એને કરી જુહાર. ૧૮
મણી મોતિના વરસે મેહ, દુઃખિ દુકાળ થકી નહિ દેહ;



ખરે ખજાનાની નહિ ખોટ, કવાયતિ સેનાને કોટ. ૧૯
અદલ મળે સહુને ઈનસાફ, સંપ વડે દિલ સહુના સાફ;
જરાય જુલમતણું નહિ જોર, દગા તણો ચાલે નહિ દોર. ૨૦
દોલતથકી ભરેલો દેશ, બહુ બંદર ને બારાં બેશ;
આગબોટ દોડે અગણીત, જબરી જગમાં કરવા જીત. ૨૧
વ્હેમ ઉપર વરતાવે વેર, સંપત્તિવાળાં શોભે શ્હેર;
વિદ્યા મંદિર વડાં વિશાળ, બહુ કેળવણી લે જ્યાં બાળ. ૨૨
ધર્મતણાં ધીંગાં બહુ ધામ, તહાં ભરાતા લોક તમામ;
અમનચમનમાં લોક અથાગ, રમતાં જમતાં કરતા રાગ. ૨૩
ગોરી મંગળ ગીતો ગાય, નાનાવિધનાં નાટક થાય;
શોભિતો છે સ્વર્ગ સમાન, હાલ વખતમાં હિંદુસ્તાન. ૨૪
ભરતખંડકેરો સહુ ભાગ, બેશ દિસે દુનિઆનો બાગ;
હુનર કળામાં હિંદૂસ્તાન, સમર્થ કોઇ ન એનિ સમાન. ૨૫

## दोहरो.

સંપ અને સંતોષની, સઘળાં કરતાં સેવ;
વંદે વિદ્યાદેવિને, દિલમાં ધારી દેવ. ૧

## पद्धरी छंद.

સંપની કરે નર સકળ સેવ, દીલ વિષે દયાળુ માની દેવ;
છે સંપ સ્વર્ગતરની સમાન, લે સંપવડેથી લાખ લ્હાણ. ૧



માગતાં મળે સંપથી માલ, નરનારી થાય એથકી ન્યાલ;
થઇ પડ્યો જહાં વિસ્તાર થીર,આનંદ મંદ મિરને અમીર. ૨
વાજીંત્ર વાજતાં ત્યાં વિશાળ,ત્રણ તાપ તૂટિ બહુ થાય તાલ;
સંપથી સંપત્તીવાન થાય, જડ અને જાહ્નાં મૂળ જાય. ૩
"સંતોષ"કેરી વખાણાય શાખ,લેખણે લખાતી કિર્તિ લાખ;
નર વિષે વસ્યાથી વધતું નૂર, દુઃખ જાય કોશ દશવિશ દૂર. ૪
સાંપડે સુખ સંપત્તિ સાર, ભૂપતિ કને વરતાય ભાર;
સંતોષ સરસ મણીની સમાન,મસ મળે મુલકમાં જેથિ માન. ૫
વરતાય દેવિ વિદ્યા વિશાળ, નિરખાય ધામ રૂપે નિશાળ;
ઝગળાટ થાય જ્યાં જ્યોત ઝાળ,રખવાળ લાખ ધરી રહે હાલ. ૬
મતિમંદ મૂરખ માનવિ માંય, કરી કૃપા વસે સરસ્વતિ ત્યાંય;-
તો કલમ ખોશીને જાય કાન, દસ મુનિમ સાથ બેસે દુકાન. ૭
પય પેર દેવિનું કરે પાન, દે વિદ્યાદેવિ વિશેષ દાન;
જડ મૂળ નામ જેથી ન જાય,સ્થિર પડે દેહને અમર થાય. ૮
દેખાય રંગ દરબાર દ્વાર, હીરા જડિત મ્હેલો હજાર;
ઊગી થાય રવિ કિર્ણે ઉદ્યોત,જળહળે જેમ દિપમાળ જ્યોત. ૯
ગજરાજ ડોલતા જ્યાં ઘણાંક, હણહણાટ કરે હય સુણિ હાક;
નૃત કરે નાયકા થનન નિત્ય,ગુણવાન ગાયછે સરસ ગીત. ૧૦





(दोहरा.)

સબળસંગના સબળના, વિધવિધ સુણિ વખાણ;
અદેખાઇ વશિ અંતરે, ભુલી ગયો નૃપ ભાન. ૧
લોભખાનના લોભથી, અંતર સળગી આગ;
હરાવી લેવા હાથમાં, ભરતખંડનો ભાગ. ૨
ઉરની વાત ઊડાવીને, નયણ નિચાં કરી નાથ;
લોભખાનના લોભથી, હળવે ઝાલ્યો હાથ. ૩
આતુરતા ધરિ અંતરે, બોલ્યો બહાદુરખાન;
આજસુધી એ દેશની, કથા સુણી નથી કાન. ૪
સંપ થકી શું? શોભતો?, દુનિઆં મધ્યે દેશ·
શાંત્તિ કરી કર સૂખિઓ, વર્ણન કરી વિશેષ. ૫
સબળસંગ શા સબબથી, રૂડું ચલાવે રાજ;
હિંદુસ્તાન વિષે હજી, ટકી રહ્યુંછે તાજ. ૬
સંપ અને સંતોષનું, તપે કેમ બહુ તેજ;
સમર્થ સુધારો સદા, અસર કરે કયમ એજ. ૭
હવા ઋતુને હુન્નરની, વદ તું વેગે વાત;
અધીપતિ શા આધારથી, થયો ખંડમાં ખ્યાત. ૮
લોભખાન ધરી લાયકી, વદે વિચારી વેણ;
વિદ્યા, સંપઋષી વડે, અધિપતિનું બળ એન. ૯
કુદરત કેરી કરામતે, બહુ ખિલ્યું જહાં બપોર;—
તથા હુન્નરનાં તેજનો, દેશ વિષે છે દોર. ૧૦



## (પ્લવંગમ છંદ.)

હુન્નર હિંદુસ્તાન, વસે છે હાલમાં,
પડતા પડઘા, વિજયતણા પાતાળમાં;
પવન પાવડી ઉડે, લઈને પાંખમાં,
આવે આદમિ કૃતે, અજાયબિ આંખમાં. ૧
વરૂણ પાસે વારિ, ભરાવે ભેદમાં,
વરાળ આગે વેઠ, કરાવે કેદમાં;
રસોઈ કરે રસાળ, અગ્નિ નિજ આંચથી,
તારા દિને તમામ, કળાતા કાચથી. ૨
ચંદ્ર દિએ ચળકાટ, ચાંદીસમ ચોગણો,
ઘોરતણો કરી ઘાણ, સુરજ તપતો ઘણો;
એ આદીક અનેક, ગ્રહો કેરાં ગ્રહો,
સઘળી કરતા શોધ, મળીને શોધકો. ૩
ગુણિઅલ ગુંથે ગ્રંથ, પંથના પાધરા,
ઝાઝા ઝરતા ગિરા, તણા મુખથી ઝરા;
પંડિત રચે પુરાણ, વાંચીને વેદને,
સમજણ આપી સાર, ભણાવે ભેદને. ૪
ધરમતણા બહુ મરમ, કરમના કાયદા,
બહુ બાંધીને બંધ, બતાવે ફાયદા;
વૈદામાં વખણાય, વૈદરાજા વડા,



ઊંતતા કરે જશાણ, મુગેલાં જે મડાં. ! ૫
પેખાતા બહુ પ્હાડ. શિખરથી પાતળા,
અંકાતા નહિ ઊંચા, ગીરિવર આટલા;
ઉપર ઔષધી ઊગે, અનેક ઊતાપની.
તલ માતર નહિ ફીકર, સુરજના તાપની. ૬
ઝાડતણાં જ્યાં ઝૂંડ, ઝીણા ઝરતા ઝરા,
તાડ ખજૂરા તથા, ઊગેલા ખાખરા;
નાળાં નદિનાં નિર, નિરખીને નિર્મળાં,
કોયલને વળિ કીર, કીધાં કુદરતિ કળા. ૭
ખચીત જરની ખાણ, ભળાતી ભોંયમાં,
ઊરમાં નહિં ઊતાપ, કદી નર કોયમાં;
વરસે છે વરસાદ, પાક બહુ પાકતા,
વાજીંતરો વિશાળ, વિવિધ જ્યાં વાગતાં. ૮
રાજે ભૂમિ રશાળ, રૂડા રજપૂતથી,
કાયર વસે ન કોઈ, ડરે નહિ દૂતથી,
સંપ અને સંતોષ, અધિપતિ અંગછે,
વિવેક હુન્નર વિશાળ, સરસ્વતિ સંગછે. ૯
આપથકી પણ અધિક, અધીપતિ એહ છે,
સંપવડેથી સબળ, જોરમાં જેહ છે;

* પોપટ.



સદા કરે છે સ્હાય, સુધારો સાથમાં,
એ થકી હિંદુસ્તાન, હજૂ છે હાથમાં. ૧૦

## दोहरा.

બોલ્યો બહાદુરખાંન બહુ, કરી કારમો કોપ;
મંત્રિ તેડ્યો મુખ કને, ખણુવા લડાઇ ઓપ. ૧
આજ આપણા અમલમાં, લક્ષ્મિ લૂંટી જાય;
સત્તા ચલાવે સંપ એ, ખચીત કેમ ખમાય?. ૨
હોડે આવે હાથમાં, હમણાં હિંદૂસ્તાન;;
તેવો કરને તાલ તું, પ્રવિણ વડા પ્રધાન. ૩
વ્હેમખાંન તું છે વડો, વિચારવંત વજીર;
ઉપાય કર તું ઉરમાં, અંતર થાય અધીર. ૪
આવરદા એળે ગઇ, ચરચર દાઝે ચિત્ત;
જીવતો મરેલ જાણવો, જ્યાં સુધી થઇ ન જીત. ૫
વ્હેમખાંન વળતી વદે, સુણુ સમરથ સુલતાન;
બહુધા એ બળવાન છે, હમણાં હિંદૂસ્તાન. ૬
જોર કરીને જીતવો, મસ એ છે મુસ્કેલ;
મનનો એ ભ્રમ મેલીને, મહિપતિ મત તું મેલ. ૭
અન્ન મળે અચ્છેર ત્યાં, ચિતમાં મણુ જે ચ્હાય;
ખચીત મુળનું ખોઇને, પાછળથી પસ્તાય. ૮
સુખ ઇચ્છો સુલતાન તો, વિસારી દ્યો એ વાત;



લડાઇ ટંટા લોભથી, ઘણી થાય જન ઘાત. ૯
સંપવડો સરદાર જ્યાં, સબળસંગને રહાય;
તેથી આપણો અમલ ત્યાં, સ્થિર કેમ કરી થાય.૧૦
ભૂપતિ વિચારી ભિડીએ, બળીઆ સાથે બાય;
વેર કદી ન વધારીએ, સબળા કેરી સાથ. ૧૧
એમાં જશ નથી આપણો, નથી લાભની લ્હાણ;
મણિધર મુખ કર મેલતાં, હજાર થાયે હાણ. ૧૨
સુતો સિંહ છંછેડવો, ખરેખરો એ ખેલ;
મ્હેનત કરતાં નહિ મળે, એ તલમાંથી તેલ. ૧૩
વજીર કેરાં વચનથી, કેશરી સમ કરી કાળ;
બ્હાદુરખાં પછિ બોલીઓ, ઝાઝી થાતાં ઝાળ. ૧૪

---

## [ चोपाइ ]

બળ કરી બોલ્યો બ્હાદુરખાંન, અંતરમાં આણી અભિમાન;
ખંડણિ ભરાવતો એ ખંડ, અવાનગાં હું કરૂં અખંડ. ૧
વિદ્યા દેવિને વશ કરૂં, હિંદૂસ્તાનતણું ધન હરૂં;
કરૂં સંપને પકડી કેદ, ખરો કરાવું મનમાં ખેદ. ૨
મહિપતિનું મેલાવું માન, હાથ કરીને હિંદૂસ્તાન;
જશ કરૂં નહિ તો સાચું જાણ, પાડું પરદેશે રહીં પ્રાણ. ૩
અદેખાઈની મારે ઓથ, ચાર દિશા કરૂં ભરતીં ચોથ;
આજથી વરતાવીને આણ, મોટું કરૂં મુલકમાં માન. ૪



લોભખાંન સરખા મુજ લાખ, સમર્થ જોદ્ધાની બહુ શાખ;
જોતામાં તે કરશે જીત, ભાથી અરીના કરી ભયભીત. ૫
હરે કેમ તું મારી હામ, કેમ ધૈર્યવણ સરસે કામ;
હિંમત થકી જય થાય હજાર, વ્હેમખાંન તું હજું વિચાર.૬

## दोहरा.

વ્હેમખાંન વળતી વદે, સુણ શાણા સુલતાન;
એ કયમ બને ઊતાવળે, સમર્થ કામ સુજાણ. ૧

સાહસ થકી ન સૂધરે, કદીએ સારાં કામ;
આવે ઉલટી આપદા, જંપ જાય દિન જામ. ૨

લત કરીએ પણ લોભથી, રત વણ ફળે ન રાણ્ય;
પાકાં ફળ પછી પામીએ, સમતાથી સુલતાન. ૩

સાહસ કેરા સંગથી, શુરો સિકંદર સાર;
હિંદૂસ્તાન હરાવતાં, હદમાં પામ્યો હાર. ૪

અટક નદિ ઓળંગીને, રહ્યો જમાવા રાજ;
સંપઋષિના સબબથી, કાંઇ ન સીઝ્યું કાજ. ૫

માટે મમતા મેલીને, સમતા કરો શરીર;
નૃપતિ રાજ્ય નિરાંતથી, વડું ચલાવો વીર. ૬

ધરશો ઉરમાં ધીર તો, થશે રાજ્ય ત્યાં સ્થીર;
હિંદુસ્તાન હરાવીને, વખણાશો કદી વીર. ૭



## रोलावृत.

બોલ્યો બ્હાદુરખાંન, ક્રોધથી દાંતો કરડી;
અંતર કરીઁ અભિમાન, માનમાં મુછો મરડી;
વદવા લાગ્યો વેણ, નેણુ ક્રોધે કરી રાતાં;
વિચાર રાખ વજીર, ગુણુ અરી કેરા ગાતાં. ૧
બકે બાયલા બોલ, તોલ કરૂં તેથીં તારો;
કાયર નિકળ્યો કેમ, મૂર્ખ મંત્રિ તું મારો;
જોરાવર છે જોધ, દોઢસો મારા જેવા;
કુસંપ લોભ કરેલ, લડાઈમાં જય લેવા. ૨
બહુ હું છું બળવાન, આણુ ફેરવું અવનીમાં;
કરૂં દેશ હું કબજ, સમજથીં સર કરૂં સીમા;
સબળસંગની સેન, નાક કાપિ કરૂં નકટી;
કરૂં હિંદુની કતલ, અટકથી રહું ન અટકી. ૩
મારૂં નહિં તો મરૂં, ખરૂં કહુંછું નથીં ખોટું;
બ્હાદુર રાખું બિરદ, જોર મારૂં પણ જો તું;
કેશરીઁ સમ કરીઁ કોપ, ઉજમ રણુનો કરી ઉઠયો;
હિમત વડે કરીઁ હાક, રિસે રજપુત પર રૂઠયો. ૪
અરે? કોઇ છે આજ, શુરો સરદારોમાંથી;
હિંદ કરી લે હાથ, હિમત કેરો જે હાથી;
નેક ખુદાનું નામ, મુહુર્તમાં મુખપર મેલી;



લોભખાંન બળવીર, બોલીઓ બળનો બેલી; ૫
સુણ સમર્થ સુલતાન, આપ કેરા આધારે;
નબળા જે નર નરમ, ગરમ બનીં ગિરિવર ધારે;
હમણાં દેજો હુકમ, ચિત્તમાંથી તજી ચિંતા;
તો હું દેશ તમામ, ગાંઠ કરીં દઉ ગુણવંતા. ૬
અમથી કાં તું આળ, મેલીને દેછે મેણાં;
વિજય થતાં શી વાર, આશરા શા છે એના;
બોલ્યો બહાદુરખાંન, ભેદ અંતરનો ખાળી;
હૈયામાં હરખાઇ, તાનમાં પાડી તાળી. ૭
હુકમ થકીં કરી હાક, ધન્ય તુજને રણધીરા;
શૂર તને સાબાશ, ગૂણ ગાવા નથીં ગીરા;
તરત કરો તૈયાર, સૈન ચતુરંગી સારી;
હય હાથિ હથિયાર, તોપ સાથે તૈયારી; ૮
ઉમંગ આણી ઉઠો, રૂઠો રજપૂતાની પર;
પછી ચલાવો પ્રબળ, હુકમ હિંદૂસ્તાની પર;
સભા કરી બરખાસ, પાસથી ઉઠ્યા પ્રધાનો;
સજ કરવા સામાન, લાગીઆ બહુ લડવાનો. ૯
રણશિંગાના નાદ, ફોજમાં લાગ્યા થાવા;
શરણાઇની સાથ, સિંધુડા લાગ્યા ગાવા;
ખાંટાને વળી ખડગ, હાથમાં લઇ હથિઆરો;
કવાયતે કરી કૂચ, મુખથી કહેતાં મારો. ૧૦



## દોહરો.

ઉત્તરથી જ્યમ ઉલટે', રત્નાગરની રેલ;
ઊલટ થકી ત્યમ ઉપડી, કપરી ફોજ કસેલ. ૧

## ભુજંગી છંદ.

ચઢી ફોજ ત્યાંથી વડી લોભ કેરી,
ઘણો હિંદુ કેરો લિધો દેશ ઘેરી;
તુટીને પડે તીડનાં જેમ ટોળાં,
ખરા શૂરવીરો ધસ્યા એમ ખોલ્લા. ૧
અદેખાઇ ત્યાં ચાલતી ફોજ આગે,
જુઠી જે થકી લોભ જંજાળ જાગે;
પરીવાર કંકાશનો, કોઇ પાળા,
ભભૂકે ભલા સ્વારને હાથ ભાલા. ૨
બહૂ બખ્તરે શોભતા વીર બાંકા,
ફરે કોઇ તો જોરના રાખિ ફાંકા;
કરે કૂસ્તિને કવાયતો શૂર કોઇ,
ખરે ઉરથી મોતનો ખેદ ખોઇ. ૩
મલોયૂદ્ધ ત્યાંતો કરે કોઈ માતા,
ખુશીના ખરા બ્હારમાં કોઈ ખાતા;
ભમે ફોજમાં ભીડિને શસ્ત્ર બાથી,
હડૂડાટ પેરે કરે શબ્દ હાથી? ૪



વદે કોઈ તો ફોજમાં રોજ વાણી,—
મરે તે જશે સ્વર્ગમાં "એમ માની;
ગડુડાટ ત્યાં ગાજતા તોપ ગોળા,
હજારો ઉડે જે થકી લોક–ટોળાં. ૫
વડી વીપત્તે વાટ લાંબી વટાવી,
અતી આપદા વેઠિને ફોજ આવી;
પડીને કરી હિંદ કાંઠે પથારી,
મચી લૂંટવા હિંદુને માર મારી. ૬

## दोहरा.

**સુર્યપૂર** સરકારમાં, વેગે ચાલી વાત;
આવે છે દળ ઉપડી, ઘણી ચલાવા ઘાત. ૧
સામત શૂરો સેનમાં, કપરો **લોભ** કરૂર;
કુશળ કસેલ કવાયતિ, જબરો મ્લેચ્છ જરૂર;
**સબળસંગ** આ સાંભળી, વિગતે લડાઈ વાત;
વિવા' નઉંક વિચારીને, હૃદય થયો રળિયાત. ૩
સજ કરી સેના સકળને, વદવા લાગ્યો વેણ;
સરદારો સહુ સાંભળો, સંપ સુધારા સેન. ૪
શૂરવિર સંસારમાં, મસ પામે છે માન;
સ્વર્ગવિષે મરી સંચરે, કરી દેહ કલ્યાણ. ૫
કાયર લજવે કૂખને, જનુની કેરી જાણ;



પામે બહુ પરિતાપને, અવનિમાં અપમાન. ૬
રણ શૂરા રજપૂતને, સબળ સૂખ સંગ્રામ;
મુઆ પછી જય મેળવે. નિર્મળ રાખી નામ. ૭

---

## પ્લવંગમ વૃત્ત.

રણમાં જે રજપૂત, પથારો પાથરે;
કરી કીર્તિનાં કામ, સુવે જે સાથરે;
વિજય તણી વરમાળ, મેળવી જે મરે,
શૂર લોકમાં સદા, સ્થિર થઈ તે ઠરે. ૧
રણશિંગાના નાદ, રંગે સુણીને રસે;
લડાઈમાં લઈ લાગ, ખિજથી જે ધસે;
મરણતણો તજી માર, ફિકર મેલી ફરે;
વખાણ પામે વીર, ખલકમાં તે ખરે. ૨
પડે શિશતે પછી, જોરમાં ધડ લડે,
શત્રૂ કરી સંહાર, પ્રાણ તજીને પડે;
બહુ હિંમતે બળવાન, ઝુંઝે રણજે ખરે,
પામે તે પળમાંય, અમરપદ આખરે. ૩
મળે માટીમાં મરદ, ગરદ માંહે ગળે,
દિલમાં ન ધરે દરદ, દળજ અરીનું દળે;
ઘણા ઘચોઘચ ઘાવ, શરીરપર જે સહે,
હૈયે કીરતિ હાર, લાભમાં તે લહે. ૪



બ્રાહ્મણ ક્ષત્રિ બાળ, ગોરિ અરૂ ગાયને;
બચાવવા બહાદુર, જોરમાં જાયને;
સબળ ભાળીને શત્રુ, ચિત્ત જે ના ચળે;
જીવ તેનો જયવાન, મહાપદને મળે. ૫
રાગ ભોગને રંગ, તજીને તોરમાં,
જંગે કરવા વાર, જાય જે જોરમાં;
રૈયત કેરી રાવ, સુણી જે સંચરે,
પામે તે નર પરમ, અભિલાષ આખરે. ૬
રણમાં જે રજપૂત, મૂખ સામે મરે,
અમર હામ આરામ, કીર્તિથી તે કરે;
પ્રજા તણો પોકાર, સાંભળી જે સુવે,
પડે નરકમાં પછી, મહીપતિ તે મુવે. ૭
કાયર નર તો કદી, દેડકાંથી ડરે!
હિમત વગર હથિઆર, મુરખ દેખી મરે;
તિર ઢાલ તરવાર, ચો-દિસે ચળકતાં,
કંપે થર થર કાય, ગકમકથી ચમકતાં. ૮
પડે પૂર્વે પોકાર, પળે પશ્ચિમમાં,
સદાય તે સંતાય, મરદ થઈ મીનમાં;
મરડીને નિજ મૂછ, શસ્ત્ર બાંધી સુવે;
દુસ્મન દેખી ડરી, જમીન સામું જુવે. ૯
જશ હીણી જણનારી, જતુંની જાણવી;



રૈરવ નરકે રહે, મુરખ તે માનવી;
પડે ન પાછો પાય, શત્રુ સામે થતાં;
તે શૂરા તત્કાળ, જરૂર સ્વર્ગે જતા. ૧૦

સંપ અને સરદાર, તમે મુજ તંન છો;
રાજ્ય ભક્તિમાં રત્ન, માહરે મંન છો;
માટે ઉઠો મરદ, મ્લેચ્છને મારવા;
રણયશથી રણવીર, સ્થિર મન ઠારવા. ૧૧

## दोहरा.

વિરરસ કેરાં વચનથી, રણ શૂરા રજપૂત;
નર બહુ લાગ્યા નાચવા, અતિ હરખે અદ્ભૂત. ૧

તન કેરી આશા તજી, મન બહુ થયા મગંન;
મસ તે લાગ્યા મ્હાલવા, લાયક જેમ લગંન. ૨

સામ સામી સેના તણા, જોદ્ધા થયા જમાવ;
મોજાથી જયમ મસ મળે, દરિયામાં દરિયાવ. ૩

કેશરિઆં કપડાં કરી, તુટિ પડ્યા જય કાજ;
ચકલાંને જયમ ચુંથવા, બહુ ઘેરી લે બાજ. ૪

## हरीगीत छंद.

બહુ ઘેરી લે જયમ બાજ, ચાહી ચિત્ત ચકલાં ચુંથવા,
લડી લોભ સેનાનું સરવ લમ, સંપ લાગ્યો લુંટવા;
દળકટક ઉપડ્યું અટકપર, અરિ કટકને અટકાવવા,



હથિઆર જોરે હરિફ, હિંદુસ્તાનમાંથી હઠાવવા. ૧
ગભરાટ કરીને ગગન ચર, જ્યમ ગરૂડ ગળધરને ગળે,
દળ દેખિને દુસ્મનતણું, ત્યમ દાવથી હિંદુ દળે;
નબળા નરો અબળા પડે, નિરખાય નજરે ન્હાસતાં,
ભલભલા ભડનર ભૂમિ પર, ભય પામિ પડતા ભાસતા. ૨
ગડુડાટ ગોળા તોપના, ગગડાટ કરતા ગગનમાં,
મરદામિવાળા મૂછ મરડી, મરદ ફરતા મગનમાં;
વરતાય રણના રાગમાં, વિધ વિધ વાજાં વાજતાં,
બહુ હાથિ હય રથ મરદ બળમાં, સામ સામાં બાઝતાં. ૬
બંદુક તિર તરવાર કરમાં, એશ સોહે બરછીઓ,
જયધ્વજા ફરકે પવનમાં, ફેંકાય બહુધા ફરશીઓ,
દશ દિશાઓ ઝાંખી પડી, દીગપાળ લાગ્યા ડોલવા;
બહુ હિંદુ "હરહર" મ્લેચ્છ "અલ્લા", એમ લાગ્યા બોલવા. ૪
ઉજાણી જાણીને ઉમંગે, ગીધ લાગ્યાં ઉડવાં,
ડીકિયારીઓ મડદાં પરે કરી, ભૂત લાગ્યાં કૂદવાં; ૫
પીશાચણી પરિવાર મળીને, રક્ત નદિમાં ન્હાય જ્યાં,
ખરી ખાંતથી ખપ્પર ભરીને, ખુશી મડદાં ખાય ત્યાં. ૫

---

## दोहरो.

થાય સેનમાં શસ્ત્રના, ચપળાસમ ચળકાટ;
ઠામ ઠામ બહુધા થતા, ખાંડાંના ખખડાટ. ૧



## रोलावृत.

ખડગ બહૂ ખડખડે, પડે સ્વારોને પાળા,
કાયર કંપે કાય, ગજે ગભરાટે ગાળા;
રક્તતણી ફરીં રેલ, મરદ રણવિષે મરાતાં,
ગુણ યશકેરાં ગીત, ગગન ચઢિ ગાંધ્રવ ગાતાં. ૧
રણમાં શબ રોળાય, તંન બહુ લાગ્યાં તરવા,
કરમાં લઈ વરમાળ, અપ્છરા ઉભી વરવા;
શિવગણ ભૈરવ ભૂત, નગ્ન થઇ શબપર નાચે.
ભારતને કવિ ભાટ, વાણિ વિરરસની વાંચે. ૨
પાછો ન ધરે પાય, ત્રિગાણુંમાં ધડ ધાગે.!
પર્વતસમ પેખાય, ઘણા શબ પુંજ ધવાગે;
જબરૂં થાતાં જૂદ્ધ, શુદ્ધ નવ રહી શરીરે,
તંન તરકડા તણાં, તરફડે સિંધુ તીરે. ૩
રણશૂરા રજપૂત, ભૂત સમ લડિઆ ભારે
ત્રાહ ત્રાહ કરીં તરત, મ્લેચ્છ નાહા પછીં મારે;
લોભખાંન તજીં લાજ, હિંદુને હાથે હારયો,
ઉજડ થતો હિંદુએ, સંપથી દેશ ઉગારયો. ૪

---

## दोहरो.

સત્તા વધી પછિ સંપની, પશ્ચિમ દેશ પ્રમાણ;
આગળથી વરતી અધિક, અધિપતિકેરી આણ. ૧



## ચોપાઇ.

કથા હારની જાતાં કાન, બહુ ગભરાયો બહાદુરખાંન;
ખબર સાંભળી પડિઓ ખેદ, કાયામાં ઉપજ્યું અતિકષ્ટ. ૧
સભા ભરી કરીને સન્માન, **મંત્રી** બોલાવ્યો દઈ માન;
વિમાસી ભૂપે કાઢી વાત, **આ શો** આજ થયો ઉત્પાત. ૨
પેલા ભવના પ્રકટ્યાં પાપ, **સાહસથી** પેઠો આ 'સાપ';
ફાંસ કાઢતાં પેઠી ફાડ, ઝાઝાં દુઃખનાં ઉગ્યાં ઝાડ. ૩
બળીઆ સાથે ભીડિ બાથ, ઘોના દરમાં ઘાલ્યો હાથ;.
છતી હારની પડતાં છાપ, મહિપતિનું ખોયું મેં માપ. ૪
હવે કેમ કરી રાખું હામ, જંપ વળે નહિ દિન કે જામ;
વિચાર કર તું હવે વજીર, નામ તણું જ્યમ વાધે નીર. ૫
બોલ્યો **વ્હેમખાંન** પછિ બોલ, અંતરમાં બળ કરી અતોલ;
સુણ ધીરજે શાણા સુલતાન, હાથ કરી દઉં હિંદુસ્તાન. ૬
એ નથી ઉતાવળાનું કામ, ગોળ દઇ વશ કરીએ ગામ;
બળથી ઊલટો થાય બગાડ, કળથી ઊઘડે રાજ્ય કમાડ. ૭
હવે કેમ નિજ તજીએ હામ, કેમ ધૈર્યવણ સરસે કામ;
ધૈર્યતણાં ફળ મીઠાં ધાર, ઊતાવળાં ફળ કેમ ઉતાર. ૮
જોર વડે એ નહિ જીતાય, કળથી એતો કબજ કરાય;
**કુસંપ** સરખા કરશે કામ, નવેખંડમાં વધવા નામ. ૯
**પ્યાર** વિના મારો પરિવાર, શત્રુનો કરશે સંહાર;



ભૂત પ્રેતડાં પાડી ભેળ, ખરેખરો ત્યાં કરશે ખેલ. ૧૦
અદેખાઈ અરિમાં અણુરાગ, વધારશે જૂઠો વિતરાગ;
રહી છુપો અરિના ઘરમાંય કરશે વટલાવવા કળાય. ૧૧
ઊંધો આપીને ઉપદેશ, દગાવડે કર કરશે દેશ;
તેથી ફિકર તજી દે ફોક, નૃપતી બમણો વધશે નોક. ૧૨
સાહેબ કરશે બનતી રહાય, પણ છે એક બહુ ચિંતા
સંપ જહાં સુધી સરદાર, હિંદુ નર નહિં પામે હાર. ૧૩
માટે તેને આપી માન, સેવા કરવી દઈ સન્માન;
વિધાનું લઈને વરદાન, હરાવી દેશું હિંદુસ્તાન. ૧૪

---

## सोरठो.

સ્થિર વસે આ ઠામ, સંપ તથા વિદ્યા સબળ;
તો જય થાય તમામ, હમણાં હિંદૂસ્તાનમાં. ૧

---

## दोहरा.

સંપવડે સુખ સાંપડે, મળે મુલકમાં માન;
વાહ વાહ જન સૌ વદે, આપે આદર માન. ૧
એક હાથથી એકલાં, થાય ન જય થળમાંય;
જોડ હાથ જોડાયતો, જબરો અરી જીતાય. ૨
કેવળ એક કમાડથી, અળગ થાય અટકાવ;
બે કમાડ મળતાં બહૂ, બનતો થાય બચાવ. ૩



તૃચ્છ સુતરનો તાંતણો, વિગતે મળી વણાય;
ડોળદાર બની દોરડું, બહુ હાથિ બંધાય. ૪
ઝાઝાં મળીને ઝાંખરાં, વણતી થાયે વાડ;
જબરાને રોકે જતાં, કેવળ બની કમાડ. ૫
અબળા પણ સંપે અતિ, જબરાનો લે જાન;
સંપે કીડિઓ સરપનો, પળમાં લઈ લે પ્રાણ. ૬
તરૂ, વા ઝડિ તોફાનમાં, એકલ ઉડી જાય;
ઝુંડ થતાં બહુ ઝાડનાં, જડ નહિ હિલે જરાય. ૭
વિદ્યાથી વધતી વધે, સમજણને વળી સાન;
મૂરખ મટીને માનવી, ગુણે થાય ગુણવાન. ૮
વિદ્યા સંપ વધારીને, કરો તેથી સિદ્ધ કામ;
એક દિલ કરી આદરો, સંપવડે સંગ્રામ. ૯
વજીરનાં આ વેણથી, ઉરનો તજી ઉચાટ;
બહાદુરખાં પછિ બોલીયો, ખરેખરી ધરી ખાંત.૧૦
"આજ પછી આ દેશમાં, રૈયતને વળી રાય;
"સેવા બહુ સન્માનથી, સંપની કરે સદાય." ૧૧
"ભણે ગણે જન ભાવથી", તેવો કરવા તાલ;
હમણાં સઘળે હુકમ આ, ફેરવી દે તત્કાળ. ૧૨
સુતો શત્રુ સંહારવા, કરો કૂચ આ કાળ;
ખરી મદદ કરશે ખુદા, વિશેષ આણી વ્હાલ. ૧૩
પછી ફેરવી પૂરમાં, અધિપતિ કેરી આણ;



વધતા જોદ્ધા વીણીને, વિશેષ ભરીઆં વ્હાણ. ૧૪
વ્હેમ, લોભ, કુસંપ વિર, તરત થયા તૈયાર;
અદેખાઈની ઓથમાં, હરખે કરવા હાર. ૧૫
સલામ કરી સુલતાનને, બહુ ચાલ્યા બળવાન;
ફંદ કરીને ફોડવા, હેતે હિંદુસ્તાન, ૧૬

---

## *सवैया एकत्रिसा.

ભૂત પ્રેત વૈતાળ ભયાનક, વ્હેમખાંનના બાવન વીર,
મંત્ર જંત્ર જાદૂને મારણ, ધસ્યા હિંદપર આણી ધીર;
વ્હેમખાંન લાગ્યો વટલાવા, અવળો આપીને ઉપદેશ,
જુઠ્ઠા જાદુગરને ભરમાવી, વિંટાળી લીધો દેશ વિશેષ. ૧
બહુરૂપીસમ રૂપ બનાવી, સબળા વ્હેમ તણા સંતાન,
ખાઉં ખાઉં કરી અને ખુંદવા, હરખે લાગ્યા હિંદૂસ્તાન;
શાકણ ડાકણને શિકોતર, ભામનિના મનમાંહિ ભરાઇ;
હાઉ હાઉ બહુ કરે હિંદમાં, ખીર બાકળા ખાંતે ખાઈ ૨
મેલડી ચોસઠ જોગણી માતા, રૈયતમાંહિ ચલાવે રોગ,
કોગળિયું મરકી ફેલાવે, ભક્તકનેથી લેવા ભોગ;
દોરા ધાગા તણો દોરને, ચો-દિસમાં બહુ ફરે ચુડેલ,

---

* આ જાતના સવૈયા પાણીપત્તની લડાઇની લાવણીમાં પણ ઉતરે છે.



આર્યસ્થાનમાં આવી રીતે, ભૂત પ્રેતડે પાડી ભેળ. ૩

**અદેખાઈ** પેસી અંતરમાં, અતિ સળગાવા લાગી આગ,
અરસપરસમાં વેર વધારી, તરત તોડવા બેઠી ત્રાગ;
ચિત્તમાં એક બિજાનું ચ્હાવા, લાગ્યાં બૂરૂં લાયક લોક,
પાર વિના લાગ્યો પ્રસરાવા, સઘળા દેશ વિષે વળી શોક. ૪

**કુસંપ** છૂપો રાજકાજમાં, કરવાને લાગ્યો કંકાશ,
લગામ હિંદ તણી લેવાને, અંતરમાં બહુ કીધી આશ;
ઘર ઘરમાંથી સંપ ઘટાડી, કરવા બેઠો કાળો કેર;
બનવા નહિ દે એક બીજાને, ઝાઝું સઘળે વાવી ઝેર. ૫

ભૂપતિ મંત્રિથી ભયપામે, ભૂપતિ મંત્રિને નહિં ભાવ,
ડરે **વ્હેમને** વળી દગાથી, અંતરમાં બહુ ધરી અભાવ;
ઘરમાં ઘરૂણી ઘરધણી બેમાં, **કુસંપ** સળગાવી સંતાપ;
ભરતખંડની રૂડી ભૂમીમાં, કરવા લાગ્યો કાપા કાપ. ૬

**કુસંપની** ચાહે કૂશળતા, કરે ન સંપતણું સન્માન;
રૈયત રાજા રોષ વડેથી, અતિ કરવા લાગ્યા અપમાન;
રાજ્યકાજમાં **કુસંપ** રાજે, સઘળે વિસારી મુકયો સંપ;
મનગમતી બહુ મોજ મજામાં, કરતો જનમાં કલેશ કુસંપ. ૭





## वसंत तिलका.

કુસંપની કુશળતા સુણી લોક કાને,
વેગે બહૂ જન મળી વધતો વખાણે;
સાંધે નવી સકળ વ્હેમ તણી સગાઈ,
વ્હેમી બની વિનયથી વદતા વધાઇ. ૧
જાડી જુઓ જગતની જશ વાળી જાળ,
ભારે ભરેલ ગર્જના સળિયાની ભાળ;
વાગે અવાજ કીર્તિનો ત્યમ તે વજાડે,
બૂરૂં બકી પડતિમાં પછિ તે પછાડે. ૩
સૂતા સુસંપથકિ સ્વારથ આજ શું છે?
પોઢી ગયો અમલ ત્યાં કુણ ભાવ પૂછે;
પંખી ફળો ઊડી જતાં જ્યમ વૃક્ષ ત્યાગે,
વાલેશરી તજીજતાં ત્યમ બાર વાગે. ૩
કોપે કરી અમલમાં જન જેથિ કાંપે,
એને જુઓ અતિઘણું અપમાન આપે;
સારી દશા સમયમાં સહુ થાય સ્હાયે,
રૂડે નશીબ પછિ ત્યાં સગું કોણ થાયે. ૪





## दोहरा.

અધિપતિને એકાંતમાં, તેડીને તત્કાળ;
સંપે સ્વદેશ ભક્તિથી, વાણી કહી વિશાળ. ૧
દાઝે છે મુજ દીલમાં, તેથી કહું તમામ;
સમજ હોયતો સૂણતું, કુસંપ કેરાં કામ. ૨

## छपय.

દુર્યોધનનો દાટ, વાળીને વિર વિદાર્યા;
જાદવ સરખા જોધ, મદ્ય પાઇને માર્યા;
નૈષધપતિની નાર, કુસંપે વનમાં કહાડી;
અશોક સરખી અતી, વિખેરી નાખી વાડી;
એ આદિ કામ અનેક છે, સ્વર્ગ અને સંસારમાં,
ક્યમ કુસંપની સેવા કરે, નેહ રહે નરનારમાં. ૧

## मनहर.

એકવાર દશરથતણે દરબાર આવી,
કૈકૈને કુસંપે બોધ કીધો કુરો કાનમાં;
અંતરે વસાવી અદેખાઈને બુરાઈ આગ,
સમતા સમાવી સમજાવી લીધી સાનમાં;





કાવતરૂં કુસંપે કરીને પરિણામે લીધું,—
દશરથ કને વેણ એન+ એક દાનમાં;
રાગ રંગને કુસંપે રાજ્યધાની રઝળાવી,—
રોતી મેલી રાણીઓને રામ કાઢ્યા રાનમાં. ૧

## ચોપાઈ.

કુસંપના જે કારસ્તાન, સબળસંગ તું ચતુર સુજાણ;
એક સમે નારદ ધરી નેહ, કર જોડી વિશ્ણુંને કેહ. ૧
તમે સોળસેં પરણ્યાં તોય, હરી મને ક્યમ એક નહોય?
કામની વરવાનો છે કોડ, જમીએ બેસી જોડાજોડ. ૨
અહિં સ્વયંવર છે હરી આજ, લક્ષ્મિપતી રાખો ત્યાં લાજ;
વધે રૂપ મટી વરવો વાન, દે ભૂપ મુજને કન્યાદાન. ૩
મુજ અરિ શૈલ+ થાય માંકડો, કૂરં બની ત્યાં હું ફાંકડો;
તથાસ્તૂ હરી બોલ્યા ત્યાંય, પછી ગયા ઋષિ લાગી પાય. ૪
પર્વતઋષિ વિશ્ણુંની પાસ, અંતરમાં ધરી આવ્યા આશ,
વર લેવા વિશ્ણુંની કને, ભાવ ધરીને વાણી ભણે. ૫
વિશ્ણું જી આપો વરદાન, જાવું છે જોડીને જાન.
વધારી દો મુજ રૂપ વિશાળ, વિલોકતા અર્પે વરમાળ. ૬
મર્કટ સમ નારદનું મૂખ, કરજો વળી બહુ રૂપ કરૂપ;
એવો વર આપીને આજ, મુજને પ્રસન કરો મ્હારાજ. ૭

---

× ઉત્તમ. + પર્વતઋષિ



તથાસ્તૂ હરી બોલ્યા ત્યાંય, મુનિ ગયા પછી મંડપ માંય.
વદન દેખી મુનિનાં વિક્રાળ, બહુ બીવાં લાગ્યાં ત્યાં બાળ.૮
જ્યમ જ્યમ કન્યા પાસે જાય, ત્યમ ત્યમ મુનિની હાંસી થાય.
ખેદ કરાવા દીધી ખાપ, અતિ એથી શરમાયા આપ. ૯
મર્કટ સમ ભાળી નિજ મૂખ, દારૂણુ મુનિને ઉપજ્યું દુઃખ;
કન્યા પરણી ત્રીજા સાથ, મુનિ ગયા પછી ઘસતા હાથ. ૧૦
**કુસંપ**નાં છે એવાં કામ, નૃપતિ માટે મૂકો નામ;
સમજીને નહિ કરવો સંગ, રૈયતમાં કયમ રહેશે રંગ. ૧૧
એવો **સંપે** બોધ અપાર, **સબળસંગ**ને દીધો સાર:
સમજ્યો ભૂપ ન તોય સુજાણ, અતિ આપ્યું ઊલટું અપમાન:
તરછોડી નાખી તત્કાળ, ગુણિયલને બહુ દીધી ગાળ;
ભરી સભામાં ભૂલી ભાન, **કુસંપ**ને મસ દીધું માન. ૧૩
આવે જ્યારે અવળા દીન, પડત્તિમાં પણ ભુલે પ્રવીણ;
ઘો જ્યારે મરનારી થાય, ત્યારે વાઘરીવાડે જાય. ૧૪

---

## दोहरा.

સંપ ઋડિના શરીમાં,ઊઠિ અપમાને આગ;
હિંદુ લૂણ હરામીના, અતિશય થયા અભાગ્ય. ૧
સંપે પછી એકાંતમાં, વિચાર કર્યો વિશેષ;
પય પાઇ મેં પાળિયો, આજ સુધી આ દેશ. ૨
અપકારી આભારમાં, આજ કરે અપમાન;



તેવાનો ગદ તોડવા, હું તજું હિંદુસ્તાન. ૩
વરિત રાખે વેર ત્યાં, જીવનું જોખમ થાય;
માટે પાશ્ચિમ મુલકમાં, વસવા થવું વિદાય. ૪
મુસલમાન આ મુલકમાં, તેડીને તત્કાળ;
શાંતિ થવા શરીરમાં, સબળ ભરાવું સાલ. ૫
ભલા બુરાનો ભેદ જ્યાં, નહિં પડે નવશંક;
એ ભૂમિમાં એક દીન, વસતાં આવે વાંક. ૬
એવો વિચાર આદરી, સંપ ગયો તજી શ્હેર;
યવન તણા અધિકારમાં, વિશેષ લેવા વેર. ૭

## सोरठो.

**સંપ** જતાં સહુ સ્થાન, સ્થિર દીસે સમશ્યાન સમ;
ક્લેશે પડતી કાન, ત્રાહ ત્રાહની તાળીઓ. ૧

## सवैया एकत्रिसा.

**કુસંપને** કજીઆ કંકાશે, જુદી જુદી પક્ષી બની જમાત,
એક બિજા અડતા અભડાયે, પડી વ્હેમથી એ પંચાત;
આપે સ્હાય ન એક બિજાને, અદેખાઈ બી વાવી આપ,
વિપત્તીની વરસે વાદળીઓ, **સંપ** જતાં પેઠો સંતાપ. ૧
કેશરીઆં કપડાં કરવાને, બદલે કેશર ઘોળે કોક,
પુરૂષારથમાં ફેરવી પાણી, પરણ્યાં પેહેલાં મૂકે પોક;
ભણ્યાં ગણ્યાનું ભાન ભુલીને, અણસમજું અભણ્યાં અથડાય,



આળસ ઉંઘ ભરી અંતરમાં, ખુણે બેઠાં ખાણાં ખાય. ૨
કેક કસુંબા કરી કુચાલે, ચોરતણી ચાલે સહુ ચાલ,
નાતિ નરનારીની નાડી, કેવળ લોક થયાં કંગાળ;
ન્યાય જતાં અન્યાય નિરાંતે, લાડકવાયો કરતો લાડ,
સાફ થતાં ઇન્સાફ સહુ શિર, ઝાઝાં દુખનાં ઉંગ્યાં ઝાડ. ૩
વેગ વેડની વધી વિપત્તને, જુલમતણું જાગ્યું બહુ જોર,
રાંક બિચારા મરે રવડીને, બળિઆનાં વેચાએ બોર;
ગરીબ નરને ગરદન મારી, ધણીતણાં લૂટે ઘરબાર,
પક્ષપાતથી ગુના પતાવા, કચેરીમાં લે જુઠા કરાર. ૪
પતિવ્રતાનાં પણ તોડાવી, લૂટે આબરૂ ખુની લબાડ,
ચોર લૂટારા ભર ચૌટામાં, ધોળે દહાડે પાડે ધાડ;
દુર્બળ આગળ દોલત દેખી, જુલમગાર લે પળમાં જાન,
ત્રાહ ત્રાહની પડે તાળીઓ, સઘળો દેશ થતાં સમસ્યાન. ૫
પુરૂષ અને પત્નિ બેમાં પણ, ઐકતણો નવ દિસે અંશ,
કુટુંબમાં બહુ કરે કળાહળ, કુસંપ રૂપિ મામો કંશ;
તો પછી કેમ કરી નવ તૂટે, સ્વદેશ પ્રિતી સંપત્તિ સાર,
પડતિનો પડદો પથરાઇ, મુલકતણો મસ તુટે મદાર, ૬
કજીઆને કંકાશે કરીને, નિત્ય લડે ઘરમાં નરનાર,
ખાય પિએ નહિ કદી ખુશાથી, ખચીત મની ઉદર સમખાર;
માનુંનિને અપમાન મળેને, જુલમ વેઠતી અબળાજાત,
ભણતર ગણતર કોણ ભણાવે, દળે રડે કે કાંતે કાંત. ૭



## दोहरा.

બામનિઓ ભણુતર ભણે, કે રામા રીસાય;
વ્હેમ વધારીને વદે, કુસંપ તણી કથય. ૧
લખ લખ કરતી લેખીએ, શંખણીઓ સદુચાર;
માન વિના અપમાનમાં, બામનિ વેડે ભાર. ૨

## मनहर छंद.

કામનિઓ કામ વિના, કજીઓ નકામો કરે,
દળે રડી દળણું કે, ખુણે બેસે ખાંડવા;
ચુલો સળગાવે કે શું? શોક સળગાવે શામા,
રામાઓ રીસાય કે, રસોઈ માટે રાંધવા.
લખ લખ કરે તેમાં, લખવાનું સુઝે કેમ,
ચીંદરીઓ સાંધે કે શું? બેસે ઘર સાંધવા;
કુટવાની કેળવણી, કંથને કુટાવીને લે,
બામનિઓ ભણે કે ભવાની બેસે ભાંડવા. ૧

## दोहरा.

આર્યસ્થાનમાં એ રિતે, કુસંપને કંકાશ,
કરવા લાગ્યો ક્લેશ બસ, વધારીને વિશ્વાસ. ૧
સંપ જતાં સત જોજને દુખથી વળીઓ દાટ;
નરનારીને નિશ દીન, ઉરમાં થયા ઉચાટ. ૨



પશ્ચિમ દેશે પ્હોંચતાં, સંપ તણો સત્કાર;
યવને કીધો અતિઘણો, પૂર્ણ જણાવી પ્યાર. ૩

## ( ચોપાઇ. )

**સંપ** ઋષિનું કરી સન્માન, યવને દીધું આદરમાન;
સેવાસંપતણી કરી સાર, આપ્યો પછિ મોટો અધિકાર. ૧
એક યવનનું કરવા અંગ, સંપતણો કરતા સહુ સંગ;
કરે સંપથી યવન કલોલ, અરસપરસ બળ કરી અતોલ. ૨
આળસ ઉંઘ તજીને આપ, ઐક્યથી કારજ કરે અમાપ;
ભણતાં ગણતાં લોક ભળાય, કિશબ હુનરને વળી કળાય. ૩
સઘળી રૈયતને સુલતાન, જલદી થાવાને જયવાન;
હરાવી લેવા હિંદુસ્તાન, મસઋષિને આપે નિત્ય માન. ૪
કરે **સુધારા** કેરો સંગ, રહેવા નિજ તણો બહુ રંગ;
હૈયામાં રાખીને હોંશ, અરી ઉપર નાખે અફશોસ. ૫
તક મળતાં લડવા તૈયાર, આવી રીતે રહે અપાર;
**કુસંપ**પર કરવાને કેર, વિગતે વળી લેવાને વેર. ૬
કથા અલૌકિક કહેતો કાન, શાહકને નિત્ય સંપ સુજાણ;





એક દિવસ બેસી એકાંત, ખરે ખરી મનમાં ધરી ખાંત. ૭
બ્હાદુરખાંને સંપ બેશ, વિચાર કીધો પછી વિશેશ;
જાવું જય કરવાને કાજ, રજપૂતાની લેવા રાજ. ૮
યવનતણો સ્થાપી અધિકાર, સત્તા સંપતી કરવી સાર;
નવે ખંડમાં કરવું નામ, હૈયામાં રાખીને હામ. ૯

## दोहरा.

ફોજ અરી ફીટાડવા, તરત કરી તૈયાર;
રેલ્નાગર સમ રેલવા, સૈન ધસી પછી સાર. ૧
અસ્ત્ર શસ્ત્ર લઈ આદમી, જોરાવર જયવાન,
ચાલ્યા ચોંપે ચતુર નર, હરવા હીંદૂસ્તાન. ૨
મળે અરી જે મારગે, તેને દેતાં ત્રાસ;
હીંદૂ લોક હરાવવા, નિર્દય કરતા નાશ. ૩
આતળી બળથી એ રીતે, સંપની સાથે સેન;
આવી ઊતરી અટકપર, ચિત્તમાં રાખી ચ્હેન. ૪
ગરિબ્ લોકનાં ગામડાં, લીધાં કરીને લુંટ;
કબજે કરી કિલ્લા અને, આર્યનું દ્રવ્ય અખુટ. ૫
ત્રાહય ત્રાહય કરીને તરત, નાઠા પછિ નર નાર;
હીંદુરાયનો જ્યાં હતો, દેખીતો દરબાર. ૬
જુલ્મ જુલમ કહી જોરમાં, કરચો તહાં કકળાટ;
અરે? કરે અરી આજતો, રૈયતમાં રંજાડ. ૭



નૃપતિ કેમ નિરાંતથી, રહો સુખી દિન રાત;
કરવું કેમ હવે કહો, જબરી એ છે જાત. ૮
સમાચાર આ સાંભળી, ઉરમાં કરી ઊચાટ;
અધિપતિ આગળ આવીને, વઝીરે કીધી વાત. ૯
નથી ખજાનો નગદ ને, માણસમાં પણ માલ;
સાંસા સારા શસ્ત્રના, કેવળ જન કંગાલ. ૧૦
ક્ષત્રિવટતજી ક્ષત્રિઓ, ખપ્યા "ખતરી"નીમાંય;
નજરે પડતા નાગના, ખરા ક્ષત્રિ થળમાંય. ૧૧
ગાન તાનમાં ગુણ હીણા, ગમત કરીને ગાય;
એવા ક્ષત્રિ આજ ત્યાં, જય કરવા કુણ જાય. ૧૨

## सवैया एकत्रिसा.

રણમાં રંગ જરા નવ રાખે, રંગ રાવણમાં દે રોજ,
મરદ છતાં રણ મોજ ન માને, મજરામાં માનીલે મોજ;
રગે ઊછળતું લોહિ ન રાખે. લોહિ આંસુડાં રાખે લાજ,
ફરે ફિકા ચ્હેરા લઈ ફોકટ,અબળા સરખો કરી અવાજ.૧
રણક્ષેત્રે લડવાને બદલે, લણવા ખેતર મધ્યે જાય,
રાડ પડે રજપૂત રડીને, ધાડ પડે ત્યાં ઘરમાં ધાય;
મિઆનમાં તરવાર મળે નવ, કાટ વળેલી દિસે કટાર;
અસ્ત્ર શસ્ત્ર વિનાના આજે, આર્યપૂત્રના શા આચાર? ૨
પલાણ નાખ્યા વિના પલાયણ, કરે આજ રજપૂતો કોઈ,



કેક કસુંબાથી બની કાયર, રહે ખુણામાં છાના રોઇ;
ઘુવડ જેમ રવિ તેજ ઘણાથી, સુનાં મકાનોમાં સંતાય,
તેમ યવન નૃપ તણા તાપથી, ભય પામિ ભૂપતિ ભરાય. ૩
જાદવનું જડમૂળ ગયું ને, મકવાણા બહુ મરી ગયા,
સોળંકી વાઘેલા સમરથ, પરમારો પાતાળ પેંઠ્યા;
રાઠોડો સહુ દિસે રઝળતા, રાવળ જાણે રાંડી રાંડ,
ચહુઆણો તો વિણે ચીથરાં, મજુરી કરી જીવે છે માંડ. ૪
ગાદીપર હોકા ગગડાવા, કલમ તજીને ચલમ ભરે,
તીર ઢાલ તરવાર તજીને, કોશ પાવડે કામ કરે;
હય હાંકે ક્યમ હળ હાંક્યામાં ઢાલ ધરે કે ચારે ઢોર,
નબળા પાસે શિશ નમાવી,અબળાનો સાંખે અંકોર. ૫
જાર બાજરી તણું જાવળું, અડવાળીને પેટ ભરે,
ટપલા ખાતાં વહી તગારાં, કડિઆ પાસે કામ કરે;
કમર બાંધીને કરે કાસદાં, કમર બાંધિ કયાં લડવાં જાય,
વિરરસને બદલે વ્યંડળ રસ, ગાડે બાંધી ગરબા ગાય. ૬
જય વાળા રજપૂતો જાતા, ભયવાળા રજપૂત ભળાય,
હામ, દામ ને ધામ વગરના, કાયર ને કંગાળ કળાય;
સિંહ ભાળી ન્હાસે સો જોજન, તેવા શું? તાણે તરવાર,
અપોચીઓને અતિ અફીણે, દુર્બળ દેખાતા દરબાર. ૭





## दोहरा.

અધિપતીનો નથી આ વખત, ભરતખંડમાં ભાર;
કામની સાથે કાઢતા, ઓઝલમાં અવતાર. ૧
તેથી તાબે થઈ તરત, માનવી આણ મહેશ;
જીતવાની આશા જરા, નથી જણતો નરેશ. ૨
હુકમ હોયતો આ ઘડી, ખંડણી આપી ખાસ;
રજા આપો એ રીતથી, ઘણું આપી સુખ ઘાસ. ૩
સબળસંગ આ સાંભળી, વદવા લાગ્યો વેણ;
ભાગ્યું તોય ભરૂચ છે, ઐક્યપણામાં એન. ૪
રણક્ષેત્રે લડતાં રહે, રજપૂતોના રંગ;
મુખ સામે મરતાં મળે, આખર સૂખ અભંગ. ૫
કેમ નમે અરિની કને, રણશૂરા રજપૂત;
જીવ જતાં લગી જાળવે, આર્યની લાજ અખૂટ. ૬

## कुंडळीया.

રાણીજાયા રાજવી, રણશૂરા રજપૂત;
ડરે નહિં દૂશ્મન થકી, ભલે હોય કદિ ભૂત.
ભલે હોય કદિ ભૂત, દૂત મોટા દાંતાળા,
શૂરા આર્ય સપુત, કૂટિ નાખે કાંટાળાં;
મુખ સામે લડિ મરે, કરે નહિ વ્હાલી કાયા,
ફિકર તજીને ફરે, રજપુતો રાણી જાયા. ૧



ખુશી થાય સુણી ક્ષત્રિઓ, રણુ વાજાંના રાગ,
મધુરી સુણતાં મોરલી, નેહ ધરે જ્યમ નાગ;
નેહ ધરે જ્યમ નાગ, રાગ સુણી અતિ રસીલો;
મેદનિમાં કર માગ, કરી લે સર અરિ કીલ્લો;
વદે અરિથી વાદ, બાહૂ બળથી બાઝ્યાનો;
રીઝે છે રજપૂત, રાગ સુણી રણુવાજાંનો. ૨

## दोहरा.

હાર જીત તો હોય છે, નશીબમાં નિશ દીન;
આગળથી ભય આદરી, ગરવું કેમ બનિ મીન. ૧
માટે ભય તું મેલીને, કર સેના તૈયાર;
શ્રી હરિકેરી સ્હાયથી, વિજય થતાં શી વાર. ૨
હજૂરના આ હુકમથી, સજી સકળ નિજ સેન;
કડણુ કુસંપે ત્યાં કહ્યાં, વિર રસ કેરાં વેણ. ૩
ચાલ્યા વિર પછી ચોંપથી, ગાતાં વિર રસ ગીત;
જય કરી અરીને જીતવા, અગણિત ક્ષત્રિ અજીત. ૪
હય પર સ્વાર હજારને, પાળાનો નહિ પાર;
અસ્ત્ર શસ્ત્ર લઇ અટકપર, આવી ઉભા અપાર. ૫
દેખી સેના દૂરથી, તુરક થયા તૈયાર;
સબળ સુધારે સંપ બે, શૂરવિર સરદાર. ૬
ચતુરંગી સેના ચઢી, કેશરી સમ કરી ત્રાડ;



ગાજેછે જયમ ગગનમાં, વરસીને વરસાદ. ૭
જબરો જંગ જમાવવા, તાણીને પછીં તીર;
કોપ કુસંપ ઊપર કરી, ધસ્યો સંપ ધરીં ધીર. ૮
સંપ કુસંપ તણો સબળ, થયો જંગ થળ માંય;
પાણીંપત્તને પૃથ્વિમાં, ભારત જેમ ભણાય. ૯

## * झुलणा छंद.

પાણીંપતમાં પૃથિરાજ ચહુઆણને, ગોરીં એનો થયો જંગ કેવો?
પાંડવોને તથા કૌરવોને થયો, જંગ કુરૂક્ષેત્રમાં અસલ જેવો;
અધિક આજે થયો આર્યની ભૂમિમાં, સંપ કૂસંપનો જંગ એવો,
દળ કટક દોડતાં દેશનાં ડોળનો, દાખલો કયાં થકી આણીં દેવો. ૧
હય ઘણા હણુહણે કોણે ગજને ગણે, તોપ જંજાળથી બંધ તૂટે;
ગગનમાંજેમ વરસાદ બહુ ગરજતા, ગાભણી નારિના ગાભ છૂટે;
તરફડે કૈંક રજપૂતને તરકડા, મરઘડા તરફડે જેમ મારે,
માન મૂકે નહિં એક બીજા મરે, હાથિએ હાથિમાં કોણ હારે? ૨
ધરણિ બહુ ધમ ધમે કાયરો કમકમે, ચમચમે શસ્ત્રના ઘાવ ઘાડા,
રજપુતો રડવડે નોબતો ગડગડે, ખડખડે ખડગને ખૂબ ખાંડાં;
ચડભડે સામસામાં અરી ચોગણાં, ધડ પડે સોગણા ઘાવ ખાતાં,

* આ જાતનાં છંદ "પ્રભાતી" રાગમાં પણ ગાઈ શકાય છે.



રણવિષે યવન રજપૂત કાયર રહે, ગરજના કરી શુરા ગીત ગાતા ૩
યવનબળ અધિકથી હિંદુઓ હારતા, મારી વટલાવતા ધર્મ ધોકે,
લશ્કરી લોકને લાજ ધન લુંટતા, રજપુતો હારતાં કોણ રોકે?
સબળ શુરવિર જે રણવિષે શોભતા, શોધતા સકળ તે મોત શોકે,
રખડતી આજ રજપુતની રાણીઓ, પાણી નિજનું જતાં મરદ પોકે ૪
ત્રાસી ઘરબાર નરનારીઓ નાસીઓ, કાશીએ કરવતોથી કપાવા,
લાજ મરજાદ મહારાજની લોપીને, તરકડા માંડતા સ્ત્રી તકાવા;
દોડતા યવન દશદિશમાં દસગણા, ધસમસે તીડનાં જેમ ધાડાં,
હિંદુઓ વટલાવવા ફંદ કરી ફાવવા, ગરવ કરી બહુ ઘુમે યવન ગાંડા ૫

---

## ( दोहरा. )

છુટી જતાં આ દેશથી, આપ તણો અધિકાર;
સબળસંગ શરમાઇને, વિગતે કરે વિચાર. ૧
કેવળ આજ કુસંપથી, રૂડું ગયું મુજ રાજ;
આજ થાયછે એ થકી, યવનોતણા અવાજ. ૨
જે ભુમિપર ભાસતા, ભિષ્મ પિતાને ભીમ;
ફિકર તજી ત્યાંતો ફરે, મ્લેચ્છોતણા મુનીમ. ૩





## (प्लवंगम छंद.)

જે ભૂમિપર ભીમ, સરીખા ભાઈઓ,
સુતા તાણીને સોડ, હિંમતના હાથિઓ;
ભિષ્મ પોતા ભડ વિર, કરણ અરજુન ક્યાં?
પ્રતાપને પૃથિરાજ, જણાતા જબર જ્યાં. ૧
ગટોરગચ્છ ગજેંદ્ર, ઈંદ્ર સમ ગાજતો,
એ સ્થળ થાય અવાજ, અરીના આજ તો;
રામકૃષ્ણ બળવીર, વીર વસતા જહાં,
આજ ઘુમે અપવિત્ર, તરકડાઓ તહાં. ૨
કરી દૈતપર કોપ, કપીવર કુદતો,
ખુંદીને રણક્ષેત્ર, ઝડપથી ઝુઝતો;
થતી હતી જે સ્થળે, હિંમતની હાકલો,
એ ભુમિમાં આજ, ઘુમે અરિ આકળો. ૩
વાંચીને જ્યાં વેદ, ઋષિ બહુ રાચતા,
કાજી આજ કુરાન, વિલોક્યા વાંચતા;
વેદતણાં શુભ વેણ, ચતુર જ્યાં ચુંટતા,
અગ્નિહોત્ર અપવિત્ર, કરી અરિ કૂટતા. ૪
મનુંવશિષ્ટ મહાન, ગ્રંથ જ્યાં ગુંથતા,
ભ્રગુ અને ભરદ્વાજ, રીસે જ્યાં રૂઠતા;
પારાશર જ્યાં પ્રથમ, હિંડતા હોડમાં,
કાજી આજ કલોલ, કરે ત્યાં કોડમાં. ૫



હિંદુ ભગી હજાર, મૂર્ત્તિ જ્યાં મેલતા.
મસિદ કરી તે માંય, *મુસલ્લા મેલતા;
થતા હતા બહુઠીક, ઘંટના ઘોર જ્યાં,
આજે યવનો તણા, સતાવે સોર ત્યાં. ૬

વિપ્રો વાંચી વેદ, ભેદ જ્યાં ભાખતા,
બાંગ તરકડા તણાં, નવાજે નાખતા;
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, શિવાજી ચાલતા,
આર્ય દેશમાં આજ, મુસલમિન મ્હાલતા. ૭

## दोहरा.

કુસંપની સંગત કરી, સંપ તણો તજી સંગ,
તેથી મુજને તરત આ, નકી મળ્યું ફળનંગ. ૧

ધૈર્ય હવે મન ધારીને, ખરા નિરખવા ખેલ;
નશીબમાં નવટાંક ત્યાં, મળે શેર મૂશ્કેલ. ૨

હમેશ નરને હોય છે, કેવળ ફરતો કાળ;
મુંગા થઇ મન મારતું, ગાઇને ગોપાળ.

* મુસલમાન લોકો જે કપડાંપર નવાજ પઢે છે તેને મુસલ્લો" કહે છે. (કર્ત્તા)





## छपय.

ઉગે આથમે અને, પ્રલય થઈ જાયે પળમાં;
ખિલી કળી તે ખરે, ફળે તરૂ આખર ફળમાં;
છાંયો ત્યાં ક્ષણુ માંય, તપે ભડકાસમ તડકો;
થળમાં સમુદર થાય, થાય જળ માંહિ ખડકો;
ચઢિ પડે પડતિને ચઢતિમાં, દેવ અને વળી દાનવી;
તો પછી કહો કુદરતિ કને, કોણુ માત્રમાં માનવી. ૧
હોય રાત ત્યાં હશે, દિવસ રૂડો દેખાતો;
ખોટ હોય ત્યાં ખચીત, લાભ ઝાઝો લેખાતો.
હર્ષ હોય ત્યાં હશે, શોક કેરો કદિ સાગર;
પડે તેહ પળમાંય, ચઢિ બેસે જય તરૂપર;
થળ ઉખળી સુખનાં થાય છે, રાંક હોયતે રાજીઆ ૨
બળવાન હોય તે સ્ત્રિ બની, શરમ તજીને ગાંજીઆં.

---

## रोलावृत.

કુસંપ પરજય કરી, અરિ બળ હરી અટકપર,
પછી આણુ અહિં પ્રબળ, સંપની ફરી સકળપર;
બહાદુરખાંનો પડયો, સંપથી પાસો સવળો,
બેઠો રાજુ આજ, આર્ય લોકને અવળો. ૧
પાટે બેઠા પછી, કીધાં સૂકૃત સંપીને,
વિદ્યાપર કરી વ્હાલ, કુવિદ્યાપર કંપીને;



કુસંપને કરી કેદ, ભેદ ન્યાયના ભણાવ્યા,
ભલા ભુંડાના ભેદ, ગુણીની પાસ ગણાવ્યા. ૨
નવાણુ ભરવા નીર, બાંધીઆં મશીદ મીનારા;
જુદી જાતના જુદા, કીધા પનઘટે કિનારા+,
મુસલમીન મનમાંય, હિંદુને ગણે ન હલકા
દ્રવ્ય તણાં આ દેશ, ખચીત આપી દે ખલકા. ૩
સુલતાને એ રિતે, સંપથી રાજ્ય ચલાવ્યું,
એવામાં એચિંતુ, અંતનું તેડું આવ્યું;
પછિ પાદશા' પૂત્ર, પાટપર બેઠો પાપી,
કુસંપને દઈ કોલ, અડધી ગાદી ત્યાં આપી. ૪
મુસલમાન ચોમેર, સંપને પછિ સંતાપે,
ચણણ થતાં ચો-દિશે, કુસંપ થકી સહુ કાંપે;
અતિ મળતાં અપમાન, ઋષિ તો ગયા રીસાઇ,
સબળ સુધારા સાથ, કુસંપ થકિ બહુ કાઈ. ૫
ગોરા લોકો તણી, ભાળીને ભારે ભકિત,
ઇસાઇને ત્યાં રહ્યા, સબળ કરવાને શકિત;

---

+ મુસલમાન પાદશાહોની અંદર અકબર સરખા અદલ ઇન્સાફી પાદશાહો થઇ ગયા, તેમણે હિંદુ, મુસલમાન જાતમાં તફાવત રાખ્યા વગર ધર્માંધ નહિં થતાં દરેક કોમને માટે પાણીનાં જુદા જુદા આરા બંધાવ્યા હતા.(કર્તા.)



આર્ય દેશનો ઉદય, આપથી થવા અતિસે.
બહુધા આપ્યો બોધ, ઐક્યતા થવા અતીસે. ૬
કરી સંપથી કળા, ઈંગરેજો અહિં આવ્યા,
હુનેર કરીને હાથ, ફિરંગી સઘળે ફાવ્યા;
કર્યો પછી જય કળે, મુસલમિન ઉપર મોટો,
આમ યવનનો ફુટયો, પાપકેરો પરપોટો. ૭

---

## दोहरो.

સખી સુધારાની સબળ, ચઢિ ફોજ ચઢિ ચોટ;
પ્રબળ સંપની પેક્ષમાં, દિધિ અંગ્રેજે દોટ. ૧

---

## *भुजंगी छंद.

સુધારાતણું સ્થાપવા રાજ્ય સારૂં,
નકી વાજતું ન્યૂસ રૂપી નગારૂં;
હરામી તણાં હાડ કંપે હજારો,
સખી સેન સાથે ચઢયો જો સુધારો. ૧
કુધારા તણો તોડવા સંઘ સીધ્યો,
સુધારો ખરા રૂપમાં આજ ખીલ્યો;

---

* આ કવિતા મેં અમદાવાદમાં હીમાભાઈ ઈન્સ્ટીટયુટમાં "ઐક્યતા" વિષે ભાષણ કરયું હતું તેને છેડે વાંચી હતી.



વધારે કરી વીર કેરો વધારો;
સખી સેન સાથે ચઢયો જો સુધારો. ૨
થતાં ભાપણો રૂપી ભારે ભડાકા,
કવીની કવીતા કરેછે કડાકા;
કળાતો બહૂ કાંપતો આ કુધારો,
સખી સેન સાથે ચઢયો જો સુધારો. ૩
ગચ્યો વ્હેમનાં મૂળ સાફ મુછાળો,
ઊમંગે ધર્યો ઉગ્ર માઁરી ઊછાળો;
મુખે બોલતો મૂઢને માર મારો,
સખી સેન સાથે ચઢયો જો સુધારો. ૪
ભરાયા ખુણે ભૂપનું રૂપ ભાળી,
ખુણામાં ખુંખારા કરે ખૂબ ખાલી;
બન્યો બાયલો બીક આણી બિચારો,
સખી સેન સાથે ચઢયો જો સુધારો. ૫
સુધારાતણો શોભતો સંઘ સિદ્ધો,
કસી કેડને ક્રોધથી શોધ કીધો;
ધરી ધૈર્યને વ્હેમ ધામે ધસારો,
સખી સેન સાથે ચઢયો જો સુધારો. ૬
કુધારા તણી ક્રૂર બેડી કપાઇ,
છુપી છીટને વાત છાની છપાઈ;
ઊઠી ઉદ્યમે આંહિ કીધો ઊતારો,



સખીસેન સાથે ચઢયો જો સુધારો. ૭
ઝગે વ્હેમ ધામે સુધારા ધજાઓ,
મળી મંડળી આ કરેછે મજાઓ;
ભવાની વધાવે ભરી પૂષ્પ ભારો,
સખીસેન સાથે ચઢયો જો સુધારો. ૮

## छपय छंद.

સંપની પાસ કુસંપ, તણુ તલભાર ન ચાલે;
સમતા આગળ લોભ, ગરીબડો થઈ દિન ગાળે;
કળાય વિદ્યા કને, અદેખાઈ અબળા સમ;
હિકમત આગળ રહે, હુનરખાં હાજર હરદમ;
જ્યાં હોય સુધારો જોરમાં, વ્હેમ તહાં પાણી ભરે;
કળ સંપની આગળ બળ કહો, કેમ કરીને જય કરે?

## दोहरा.

જુલમી ઉપર જય કરી, હરાવી લોક હરામ;
અંગ્રેજે આ દેશની, લાયક લીધી લગામ. ૧
ઉદય થવા આ દેશનો, રૂડું થયું આ રાજ;
પ્રસન થવાને નિજ પ્રજા, કરે જુઓ શુભકાજ. ૨
ભણી ગણીને ભામની, સુધરી થાય સજાત;
આવત નહિ અંગ્રેજ તો, તે ક્યમ વ્હેમ તજાત? ૩



કલેશ કુધારો કાઢવા, અતિ કરે છે યત્ન;—
સંપ સુધારો સર્વદા, રાખી કરમાં રત્ન. ૪
વિદ્યા વ્યસન વધારવા, ખરચે બહુ જર ખાણ;
સદાય દેશ સુધારવા, મોટાં રચે મકાન. ૫
સમજણ આપે સર્વદા, સકળ થવા સુધરેલ;
સબળ સુધારો સ્થાપવા, મ્હેનત વિષે મચેલ. ૬
જે ભૂમિપર જુલમથી, અતિશય હતું અંધેર;
એ ભૂમિમાં આજ તો, લાગે લીલા લ્હેર. ૭
દરિયા મધ્યે દોડતી, આગબોટ અગણીત;
કરવા ખૂબ કળા અને, ભભકાથી ભયભીત. ૮
કાગળ કાચ બિલોરને, ભલાં વસ્ત્ર ભલીભાત;
બોળવવા ભભકાવડે, ઘડે ચળકતા ઘાટ. ૯
શ્રવણે કદિ ન સાંભળ્યું, તેવો જણાય તાલ;
અંગ્રેજોના અમલમાં, હુનર કળાથી હાલ. ૧૦





## मनहर छंद.

શ્રવણે ન સુણ્યો એવો આંખથી અચંબો દીઠો,
આજ અંગરેજ સરકારના અમલમાં;
પાણીનો ન પાર એવા સાગર અપાર પીવા,
વાયુ યંત્રવડે વ્હાણ ચલાવે વમળમાં;
માપે ન મપાય એવાં જંતુ દુરબિને માપે,
છાપે ન છપાય એવી છાપે છબિ છળમાં;
મંત્રથી અધિક તંત્રો સાધીને ભવાની મોટાં,
બળથી ન બને એવાં કરે કામ કળમાં. ૧

કવિ "ટેલિગ્રાફ" તણું દોરડું નિહાળી કહે,
બાંધ્યું હશે તોરણ બ્રિટીશે જય-બળમાં;
વિજળીના થાંભલા વિલોકીને વિચાર કરે,
થાવા કીર્તિ સ્થિર કીધા, "કીર્તિસ્થંભ" થળમાં;
હાથિથી હજાર ગણું, જોરમાં ઉડાવી જાય,
પાવકનો ઘોડો પચવીશ મૈલ પળમાં;
ખગોળ, ભુગોળ, ખુદરતની કરીને ખોળ,
મંત્રને મુકીને જંત્રે, જાય ઉંડાં જળમાં. ૨





## सवैया अेकत्रीसा.

ગોરીં ચામડીવાળા ગોરા, ધાડાં સમ ધન હરવા ધાય,
ખુરશી ઉપર ચઢિ ખુશીથી, કરે કમાવા બહૂ કળાય;
કાચ તણાં બહુ કરે કોડિઆં કુંભાર કેરૂં શિખી કામ,
કુંભાર સઘળા કપાળ દઇ કર, રાબ ચાટી સંભારે રામ! ૧
વિલાયતી વાડકા વિલોકી, ચપણાંને ક્યમ લોકો વ્હાય,
નળિઆં બદલે પતરાં નાંખી, હજાર જન મનમાં હરખાય;
વણુતા શાળવીંઓ જે વસ્ત્રો, વીં દિવસમાં ભાગ્યે વીશ,
યંત્ર તણા આધારે આજે, તાકા વણે મિનિટમાં ત્રીશ! ૨
સેવ ફાકવાના પણ સાંસા, દેખે શાળવીં રોજ દુકાળ,
મ્હેનત કરતાં રાબ ગળે તો, શાળવીંને મન થકી સુકાળ;
ઘડી બતાવીને ઘડિઆળો, ઘડિમાં ધન લઈ જાય ઘણું,
દુરબિનો દુરથી દેખાડી, બળ આંખનું હરિ લે બમણું. ૩
કમાણીં મોચીની કર કરવા, શિવે “બૂટ” બહુ સાહેબ લોક,
મોચી પડ્યા ભુખે સહુ મરવા, “જીંશોરી” જોડા મૂકે પોક;
ચાંચાળા જોડા જે ચમ ચમ, હતા શોભિતા આનિ સોળ,
નાક વિનાના આજે નકટા, “બૂટ” ઘુમે સઘળે બેડોળ. ૪
સોય અને દોરાની દડિઓ, હડીઓ કરીં ધન માલ હરે,
દરજીની દૂકાને દોડી, કાતર ગજ કકળાટ કરે;
કાગળ, લેખણ, કાચ બિલોરી, તસ્વિરો, દર્પણ તકતા,
ઘણા તણા ઘરમાંય ઘુસીને, નવા નવા કરતા નકતા. ૫



ચાકાંને હથિયાર ચમકતાં, ચો-દિસમાં બહૂધા ચળકે,
અસ્ત્ર શસ્ત્ર ને અનેક યંત્રો, ભરતખંડ મધ્યે ભળકે;
દીવાસળી સળગાવી દીવા, ચલાવતી બળ ચૂલા માંય!
એક ઘડિ આવતી અટકે તો, રસોઇ કેમ કરી રંધાય. ૬
જપ્તિદાર જ્યમ કરે જપ્તિમાં, કડી વાશી ઘર મદ્ધે કેદ,
વિલાયતી તાળાં વાસેથી, ભળાય જપ્તિ જેવો ભેદ!
હુનરખાંન કેરો હય દોડે, પળ ઘડિમાં ગાઉ પચવીશ,
ખરી ખુશીથી બોજ ખેંચીને, ચો-દિસમાં પાડે બહુ ચીશ.૭

## दोहरा.

એ રીતે આ દેશમાં, કરે કળાનાં કાજ;
સંપઋદ્ધિની સ્હાયથી, રામ સરીખું રાજ. ૧
સંપવિના સંતાપથી, કેવળ ટળે કરાર;
સંપસૂખ સંસારમાં, આપે રોજ અપાર. ૨
કુસંપથી કેવું ગયું, મુસલમાનનું માન;
મ્હેનત, સંપે મેળવ્યું, અંગ્રેજે આ સ્થાન.૩
સ્વર્ગ અને સંસારમાં, સંપ સ્વર્ગતરૂ સાર;
અમ્રત સમ આરોગવા, આપે સુખ અપાર.૪
કુસંપની સંગત કરે, દારૂણ ઊપજે દુઃખ;
સકળ મનુષ્યને સંપથી, સબળ મળેછે સુખ.૫





## मनहर छंद.

હર તણા ઘરમાં લડા લડી હમેશ થાય!
ગીરિજાપતિને ગંગા, ગીરિજા ગણેશથી;
સંપવિના મંદિર તજીને તે મશાણ સેવે,
વિકરાળ વદન કરીને ખાખી વેષથી;
કળા હોળ હરના કુટંબમાં હમેશ થાય,
મારા મારી રોજ કેમ ખમાય મહેશથી;
ભોળાનાથે ભભૂતી લગાવીને ભવાની તેથી,
કીધું હશે વિષ પાન શંકરે ક્લેશથી.! ૧

## दोहरो.

ઐક્ય વિના આ દેશનું, ઠીક કદિ નહિ થાય;
કુસંપથી કૈલાશ પણ, ખચીત ખાવા ધાય. ૧

## + घोंसा.

દેશની દશા બની માઠી, દેશમાંથી દોલત નાઠી,

---

+ ગુજરાત મિત્રના અધીપતિએ અત્રેની "લૉઇડ લાઇબ્રેરી"માં તા૦ ૩૧ ફેબ્રુઆરી સને ૧૮૮૦ની સાંજના "ઐક્યતા" સબંધી એક સંભાષણ કરયું હતું. તે ભાષણને પૂષ્ટિ મળવા સારૂ આ કવિતા મેં સંભળાવી હતી.



ભરાયા ખુંણે ભૂપ ભાથી, પરાયા કરે લોક લાંઠી;
ધવાયા કેમ એક ધાથી, અરે? મરવું સારૂં આથી,
શુરા ભરી સેનાગાં સાથી, મચાવો રંગ મરદમાંથી;
હરાવો હુનર રૂપી હાથી, દજો દરિદરનું દળ દાથી,
તંત્રથી યંત્ર હરો ત્યાંથી, અરે આવે એ દીન કયાંથી?
નચાવો હુનરખાંન નાથી, વિપત્તી દળ વિખેરી કળ વાથીજી,
જન ઉઠો ઉઠો. ૧

કવાયતમાં છીએ કાચા, કે દુર્બળ દેખાતાં ડાચાં,
કે વદિએછીએ વ્યર્થ વાચા, તથા જર બળનાં છે ટાંચા;
પડયા પુરૂષાર્થમાં પાછા, અરે? આદમિ પણ છે આછા,
સૂવિદ્યા સંપત્તિના સાંસા, નકામાં નાખો નિશાસા;
ખરા નથી મળતા કળ ખાંચા, ઘણા ઘરમાં રડતા ધાંચા,
શૂરા સંપત્તિવાળા સાચા, સુધારો સ્વદેશના સાંચા,
ભવાની ભણાવીને ભાષા, આર્યની ઉઘડાવો આશાજી,
જન ઉઠો ઉઠો. ૨

અતિ આળસુને અભિમાની, હઠીલા નર હિંદુસ્તાની,
પીએછે કૈક અમલ પાણી, પછી કયમ ઉતરે નહિં પાણી!
પછાડે પુરૂષ છતાં પાની, કપાળે લખી બુરી કહાણી,
ઘણી પીલે દરિદર ઘાણી, ધીંગાણામાં ચાવે ધાણી!!
ડરાવે વ્હેમખાંન દાણી, રડે આજે રજપૂતાની,
સુતા શુરવિર સોડ તાણી, અરે! આખર નિંદ્રા આણી;



જગાડો ભવાની જશ જાણી, લ્હાઈને સ્વદેશિમાં લ્હાણીજી
જન ઉઠો ઉઠો. ૩

ઉઠો ઉદ્યમી નર ઉલ્હાસે, અવિદ્યા તજી ઊંચી આશે,
સૂતા કાં હવે ઉંચે સ્વાસે, વધારે વિમાસસો વાંસે,
કરો કાં કજીઆ કંકાશે, જમિન, જર, જશ એથી જાશે,
કહો પછી કુસંપ કયમ કાશે, હુનરખાં મનમાં હરખાશે;
પડતિનો વિષ પ્યાલો પાશે, અચીંત દરિદર ફાલી ખાશે,
થડકતિ છાતી વળી થાશે, ચતુર દેશિ પણ નહિં ચ્હાશે;
ભવાની ક્ષેમો વિજય ભાસે, ગુણી કવિ ગુણનાં ગીત ગાશેજી,
જન ઉઠો ઉઠો. ૪

---

सवारनी शीतळता,
मटीने खिलशे खरेखरुं मध्यान;
विद्या भणी विवेके,
धरशो जो ऐक्यनुं थिरजथी ध्यान. १



# Opinions on "Sampvijaya."

Kavi Bhavanisanker has written a good deal in this same line. But of all his contributions this seems to be the best. It is a fine allegory and though abruptly *terminated will* be read with pleasure by those who cherish sympathy for such subjects. Our bards cannot sing a higher theme than national-unity. Kavi Bhavanishanker is to be congratulated. May he live and improve !

BOMBAY REVIEW.

27th November 1880.

---

"The name of Kavi Bhawanishanker of Limbdi is not unknown to our Gujarati readers. We read his poetry with interest. It is interesting, the style is charming and ideas often pathetic."—"Rast Goftar."

"The advantages of unity are described in a very effective manner in verse. The style is very interesting and especially such as would paint to the life the ideas contained in the poem on the mind of the reader. "Sampvijaya" would be an encouragement to those who have the good of their country at heart."

"Swadeshvatsal."

---

"The style of poetry is very impressive, no doubt. The subject matter is not only useful but readable and instructive to our countrymen."—"Vidnán-Vilasa."

---

"This enthusiastic poet has displayed in this book, with great zeal, his love for reform. We are pleased to see him patronised by native States and other gentlemen."

"Buddhiprakasha."

---

Describing the advantages of unity and disadvantages of disunity in the form of a poetical narrative Kavi Bhawanishanker has given a good leason to the natives of India. The poetry is worth reading and the instructions deserve our attention.—(Nurallem.)

---

Rao Báhádur Gopálji Surbhái Assistant Educational Inspector, Kattywár, thus expresses his opinion:—"The style is so interesting and flowing as to promote unity which is the object in view. The practice of prize-distribution has been discontinued, or else hundreds of copies of the book would have been bought."

---

Dewan Báhádur Manibhai Jasbhai writes:—"I am much pleased to learn that you entertain a great love for our country and greatly benefit it by writing very useful works. Your Zeal and perseverance in writing such works has given me much satisfaction. You certainly deserve encouragement in proportion to your diligence."

Mr. Vajeshanker Gowrishanker Oza, Naib-Dewan of Bhownagar writes thus :—"I am much pleased with your content and familiar disposition, and I hope you will keep on exerting yourself, heart and soul, for the good of our country as at present."

Mr. Beramji Merwanji Malabári, Editor of the Indian Spectator says :—"I shall be very happy to read books like your "Sampavijaya." You deserve thanks for your such diligence towards public good."

Kavi Dalpatrám Dáyábhái thus expresses himself on the book :—"The style of the book is good. I hope you will be a great poet."





# "संपविजय" विषे अभिप्राय.

આજ વિષય ઉપર કવિ ભવાનીશંકરે ઘણું લખેલું છે, પણ એમનાં સઘળાં લખાણમાં આ **સર્વોત્તમ** છે. એ ઘણી **સુંદર** દૃષ્ટાંતરૂપિ કથા છે, અને જો કે એનો અંત જલદીથી આણેલો છે, તોપણ આવા વિષયોને માટે જે લોકોને લાગણી છે તે લોકો આ વિષય આનંદથી વાંચશે. **પ્રજા એકયતા** કરતાં બીજો કોઈ મોટો વિષય નથી, કે જે વિષે આપણા કવિઓ લખશે. કવિ ભવાનીશંકરને મુબારકબાદી મળવી જોઇએ. એ આયુષ્યમાન થઇ સુધારો કરો !"

**बोंबे रीव्यु.** તા૦ ૨૭ નવેંબર ૧૮૮૦

"લીંબડીના કવિ ભવાનીશંકરનું નામ ગુજરાતી વાંચનારાઓને અજાણ્યું નથી. એમની કવિતાઓ અમે હોંશથી વાંચીએ છીએ. મિ. ભવાનીશંકરની કવિતાઓ **રસિલી,** જોડણી **છટાબાજ,** અને તેમના વિચારો બાજે વખત **જોસ્સા ભરેલા** આવેછે."

**रास्तगोफतार.**



"સંપના પ્રબળ વિજય વિષે સારૂં અસરકારક વિવેચન કર્યુંછે. કવિતા રસિક ને વાંચનારના -હૃદયમાં વિશેષે કરીને જ્યાં જેવું જોઈએ, ત્યાં તેવું ચિત્ર ઉભું રહે તેવી ઉત્તમ છે. દેશાભિમાની પુરૂષોને " સંપ વિજય " ઉત્તેજન આપનાર થઈ પડશે."

**स्वदेशवत्सळ.**

---

" કવિતા સારી અસરકારક છે. વિષય ઉપયોગી અને આપણા દેશીભાઈઓને વાંચવા ને શિખામણ લેવા જોગ છે."

**विज्ञानविलास.**

---

" આ હોંશિલા કવિએ પોતાની સુધારા વિષેની હોંશ આ પુસ્તકમાં ઉલટથી દેખાડી છે. એમને રાજ્ય દરબાર અને સજ્જનો તરફથી સારો આશ્રય મળ્યોછે, તે જાણીને ખુશી થયા છીએ."

**बुद्धिप्रकाश.**

---

"સંપના ફાયદા અને કુસંપના ગેરફાયદા એક કવિતારૂપી વાર્ત્તામાં વર્ણવીને હિંદના વતનીઓને સારો બોધ દીધોછે. એ કવિતા વાંચવા જોગ છે અને બોધ ધ્યાનમાં લેવા જોગ છે."

**नूरेएलम.**



રાવબહાદુર **ગોપાળજી સુરભાઈ** લખેછે કે—"સં-પ વધારવાનો એમાં હેતુ છે તે બર આવે એવી **રસિલી** અને **સરળ** કવિતા છે. ઈનામનો ચાલ બંધ થયો છે ન-હિતો **સેંકડોબંધ નકલો** રાખવાનું બનત ખરૂં."

---

**દિવાન બહાદુર મણીભાઈ જશભાઈ** લખેછેકે—"તમે આપણા દેશ ઉપર ઘણી પ્રીત્તિ રાખોછો, અને સારા ગ્રંથો લખવામાં લક્ષ રાખીને દેશને ઘણો ફાયદો કરો છો, એ વાત જાણીને હું ખુશી થયોછું. પુસ્તક રચવામાં તમારી હોંશ અને ખંત જોઈ મને ઘણો સંતોષ થયો છે. તમને તમારી મહેનતના પ્રમાણમાં બેશક ઉત્તેજન મળવાની અગત્ય છે."

---

ભાવનગરના નાયબ દિવાન **મિ૦ વજેશંકર ગૌવરી-શંકર** ઓઝા લખેછે કે, "આપના સંતોપ અને મિલનસાર સ્વભાવથી અમોને બહુજ સંતોષ થયો છે. અમોને આશા છે કે આપ દેશોત્કર્ષ થવા તન, મન ને ધનથી પરિશ્રમ લોછો તેવોજ શ્રમ કાયમરાખી દેશનું કલ્યાણ થાય તેમ હ-મેશાં આપ તત્પર રહેશો.

---



ઈંડીયનસ્પેકટેટરના અધીપતિ, મિ૦ બેહેરામજી મેહેરવાનજી મલબારી લખે છે કે—"આપના" સંપવિજય જેવા બીજા ગ્રંથો વાંચવે મને બહુ સુખથશે. આ પ્રકારના શુભ અને પ્રજાપયોગી ઉદ્યોગને માટે આપને શાબાશી ઘટેછે."

---

કવિ દલપતરામ ડાહ્યાભાઈ લખે છે કે—"સંપવિજય-ની કવિતા સારીછે. હું ધારૂંછું કે તમે મારૂં નામ રાખશો.

---

